# હસદખોરોને હદીયો

યાને

# ખુલ્લા પત્રનો રદીયો

નકશે લાહોલ લિખ અય ખામએ હઝીયાં તહરીર
યા અલી અર્ઝ કર અય ફિતરતે વસવાસ કરીન
મઝહરે ફેયઝે ખુદા, જાને દિલે ખત્મે રસુલ
ફિખ્લએ આલે નબી, કાબએ ઈમાને યકીન.

છપાવી પ્રસીદ્ધ કરનાર :

**નુરમહામદ જે. મહાત્મા.**

આવૃતી ૧ લી. નકલ ૫૦૦૦.

૧૯૨૮

# "પ્રસ્તાવના."

વ અલ્લઝીન આમનુ બિલ્લાહે વ એઅતસમુ બેહી, ફસ યદખોલોહુમ ફી રહેમતમ મિન્હો વ ફઝલ વ યહદીહુમ એલા સેરાતુલ મુસ્તકીમ. ( કુરઆન કરીમ )

ભાવાર્થ:—અને જેઓ ખુદા ઉપર ઇમાન લાવ્યા છે, અને ત્હેને દ્રઢતાથી વળગી રહ્યા છે, તેમને પોતાની રહેમત અને "ફઝલ"માં જલદીથી દાખલ કરશે, અને તેમને તે "સેરાતલ મુસ્તકીમ" સત્પંથનો રસ્તો બતાવશે.

ઓપન લેટર લખનારાઓની ઇચ્છા, જે નામદાર ઉપર લેટર લખાણો છે, તેનીજ પાસેથી જવાબ મેળવવાની ઇચ્છાએ લખાએલો છે, એમ અમારે માનવું પડે છે અને તેનો જવાબ તે નામદાર પાસેથી મેળવવાની તેમની અભીલાષા હોય એ બનવા જોગ છે અને તે જવાબ બીજાને આપવાનો અધીકાર નથી, એમ પણ કહેવાને કોઇ બહાર પડે! પણ તે ક્યારે? કે તેણે તે નામદારને અંગતજ સવાલો પુછ્યા હોય અને તેમાં અમોને સંડોવવામાં આવ્યા ન હોય, તો તેની ઇચ્છા વાજબી ગણાય. અમો જાણીએ છીએ કે મૌલાના હાજર ઇમામ એચ. એચ. નામદાર આગાખાન સાહેબનો સબંધ અમારી કોમ સાથે ધાર્મીક રીતે કાંઇપણ ન હતે તો આ લેટર લખવાનું કારણ ઉપસ્થીત થતે નહી લેટરના લેખક જે જે કારણો જણાવ્યા છે, તેમાં શબ્દે શબ્દમાં અને પેર પેરેગ્રાફમાં અમારા ધર્મ સીદ્ધાંતની વિરૂધ્ધતા અને અમોને અજ્ઞાન અંધશ્રધ્ધાવાન અને ઝનુની ચીતરવામાં આ લેટર લખનાર અંચકાણા નથી. તેથી અમારા મન પર થતા આઘાતને લઇ અમોને અમારા ધર્મ અને અમારી જમાતના બચાવ ખાતર નાખુશી સાથે સત્ય દર્શન માટે કલમ હાથમાં ધરવી પડી છે, જોકે અમો જાણીએ છીએ, કે હસદખોરો અવારનવાર અમારી જ્ઞાતી અને અમારા [illegible] ભૂતકાળથી તે વર્તમાનકાળમાં તે [illegible] તેઓની આદત માફક દીલના ફફોલા ફોડયા વિના નાબુદ થનાર અમોએ કલમ શા માટે હાથમાં ધરી છે? એ એક સ્વાલ ઉત[illegible] તેના જવાબમાં અમારે એટલુંજ કહેવું બસ થશે કે ઓપન લેટરના કે[illegible] કની ઇચ્છા ભૂતકાળના ઇતીહાસકારોની યુકતી માફક એક વધુ યુકતી અ[illegible] પએરવી એટલા માટે થઇ રહી છે કે દુનીયાની નજરમાં અમો જે સીદ્ધાંત [illegible] છીએ, તેને ઉતારી પાડી, અમારા હૃદયમાં વસવસો નાંખી અમોને અમા[illegible] નામદારથી વિખુટા પાડવાની એક મહાન બાજી રચાઇ રહી છે.

ઓજીનો અમલ એણે એ રીતે કર્યો છે કે અમો ભુલતાં ન હોઇએ તો તેણે ઓપન લેટર દરેક ભાષામાં છપાવી આખી ઇસ્લામી આલમમાં અમોને હલકા પાડવાનો જીવતોડ પ્રયાસ કર્યો છે. જો કે અમો નચીંત છઇએ કે તે પોતાની ધારેલી ખોટી આશામાં ફાવે તેટલી તેનામાં હેશીયત હોય. બદકારો ફાવશે એમ અમારૂંમાનવું હરગીજ નથી. સાચા ઇમાનદારો પોતાના આકાથી વીખુટા પડે એમ એનું માનવું હોય, તો તે એક સ્વપનવત વંધ્યા સ્રીને બાળક ઉતપન થવા જેવું ગણાય. તોપણ સુજમાં રોજા ખોલનારા એટલું તો કરી શકે કે એના લેટરનો જવાબ વાંચનારાઓની સમક્ષ સ્પષ્ટ રીતે ન આપવામાં આવે તો જરૂર અર્ધદગ્ધ ઇમાનદારોને વસવસાની જાળમાં ફસાવવાને સાધનકારક થઇ પડે તેટલા માટે અમારે આ અણુઇચ્છીત પ્રયાસ કરવો પડયો છે

અમારા પીરો જાણે છે કે દરેક ઇમામોનાં વખતમાં ખારજીઓ ઇસ્લામની આલમાં વસવસો ઉત્પન્ન કરતા આવ્યા છે અને કરશે તેથી તેઓએ અમારી રોજીંદી બંદગીમાં સીલસીલેવાર ઇમામોનો વીરદ કરવા ભલામણ કરી છે, જે ભલામણનો અમલ તા કાયામત સુધી થનાર છે

ને અમારી ઇબાદતે શબ જે મારફતી બંદગીમાં ઇસમે આજમનો પવીત્ર પાઠ આપી રૂહાની ઉચી તાલીમ આપી છે, કે જેથી અમારા હાથમાં ઇમામોનું દામન સદાકાળ સુધી રહે કે જેથી અમો પરાગંદા થઇ જેઓનાં ઉપર ખોદાનો ખોફ ઉતરેલો છે, તેઓનાં રસ્તે પડી નહી જઇએ પણ સેરાતલ મુસ્તકીમ (રાહેરાસ્ત) પર મુસતકીમ રહી ખુદાની ખુશનુદી હાસલ કરીએ. એ બંદગીઓ અમારા હાથમાં એક મજબુત હથીયાર છે, એ ઓપન લેટર લખનારાઓને સ્વિકાર્યા વિના છુટકો નથી.

છેવટે આ પ્રસ્તાવના પૂર્ણ કરતા અગાઉ એક ખુલાસો કરવાની જરૂર રહે છે તેની પણ ચોખવટ સાથેજ કરી દઉં છું. કોઇ કદાચ સવાલ કરે કે જવાબ આટલો મોડો કેમ? પ્રથમે મ્હારે કબુલ કરવું જોઇએ કે અંગ્રેજી ભાષાથી ... રતો પરિચિત નથી, એટલે સ્વભાવિક રીતે મ્હને બીજાઓનો ... રહો, પણ ગત માર્ચ માસમાં જેવો એના ગુજરાતી અનુવાદ ...ાં આવ્યો કે માત્ર ૨૪ કલાકમાં મ્હેં આ જવાબ તૈયાર કરી ...ાવિક છે કે તેમાં કેટલીક ભુલો રહી ગઇ હોય, તો વાંચકો ...ાર ગ્રહણ કરી સેવકને ઉપકૃત કરશે

... અનિવાર્ય કારણો તથા મ્હારી કેટલીક રોકાણોને લઇ, આ ...કાશનમાંયે અનિચ્છાયે ઢીલ થવા પામી છે, છતાંયે મ્હને આશા ...રો મોડો પ્રયાસ મ્હારા દીનબંધુઓનાં સત્કારને પાત્ર થશે, એ ...કત વીરમીશ.

(વસ્લામ.)

લી૦ મહાત્મા.

"યા અલી મદદ."

# હસદખોરોને હદીયો

યાને

# ખુલ્લા પત્રનો રદીયો ?

---

લેખકઃ—નુરમહામદ જે. મહાત્મા.

---

અમારા આકાએ નામદારને ઓપન લેટર લખવાની રજા લેનાર કહેવાતી ટોળી હીમત સહીત બહાર આવવા માટે પોતાને ભયંકર માગ ગ્રહણ કરવાનું માને છે. તેથી તેઓની હીમત ઉપર અમને હસવું આવે છે. પરંતુ તેઓ અમોને દુર્ભાગી માની અને અમારી શોચનીય દશા દરશાવી અમોને હીણું લગાડવાની તેઓની પએરવાથી અમોને અનંત દુઃખ થાય છે. જોકે દુર્ભાગ્ય દશા તો અમો તેઓનીજ માનીએ છઇએ, કે આટઆટલા વરસના ઇસ્માઇલીઓ સાથેના સંબંધ છતાં ઇસ્માઇલી ફીલસુફીથી તેઓ અજ્ઞાત રહ્યા તેથી તાજુબ થાય છે. અને વળી તેમાં શેખીભર્યા શબ્દો એ ઉચ્ચારવામાં આવ્યા છે કે અમોએ વિચારપૂર્વક ભયંકર પગલું ભર્યું છે. અને તેઓને ઇસમાઇલી ફીદાઇઓની ધાસ્તીના થરથરાટથી ભૂતકાળનાં બનાવો કે—જે ઇરાદાપૂર્વક ઇસમાઇલી આલમને બદનામ કરવા દુશ્મનો તરફથી લખાએલા ઇતીહાસના બનાવો—નું સ્મરણ તાજું થતાં હાથને લકવા મારી જાય છે. પણ તેઓ એટલું જાણતા નથી કે, જેઓ ફીલસુફીના જાણકાર હોય, ધર્મ શું વસ્તુ છે. તે સુમજનાર હોય, નફસને વશ નહીં થનારા હોય, તેઓ કદી પણ ક્રુર પગલું ભરે નહીં. અમોને અમારા અમીરૂલ મોમનીન હજરત અલી અલયહિસ્સલામે કર્તવ્ય સહીત સબક આપ્યો છે કે **અમ્રુ બીન આસ** અમારા આકાની પહેલવાનીની પરિક્ષા લેવા યુદ્ધમાં ઉતરયો. તેમાં તે શીકસ્ત પામ્યો મૌલા તેની છાતી ઉપર ચડી

તેને કતલ કરવાની તૈયારીમાં હતા. તે અમારા આકા ઉપર થુંકયો. અમારા આકા તરતજ પોતાની ઝુલફીકાર ફેંકી દઇ તેની છાતી ઉપરથી ઉતરી ગયા. તે તમારી જેમ તાજુબ પામ્યો કે, મારા જેવો હડહડતો દુશ્મન અને મેં તેનું અપમાન કર્યું, છતાં મને છોડી દેવામાં કેમ આવ્યો? તેના સવાલના જવાબમાં અમારા મૌલાએ ફરમાવ્યું કે અમો નફસ ખાતર કોઇને દુશ્મન ગણુતા નથી. જેઓ ઇસ્લામને નાબુદ કરનારા છે, તેઓજ અમારા દુશ્મન છે. જેઓને આવી તાઅલીમ મળી હોય, તે ઇસમાઇલીઓ હીચકારાના ખુનમાં હાથ રંગેજ નહીં. તમો એમ સમજો છો કે, અમો આ ઓપન લેટરથી બહાદુરી સહીત પહેલ કરીએ છઇએ અને તેમાં અમે આ ભયંકર માર્ગે ખોજા જ્ઞાતીના ભલા અરથે ભરીએ છીએ. તેના ઉત્તરમાં અમો તમોને કહીએ છીએ કે તમો અસહાબે કહફની માફક એક ગારમાં નીંદ્રાવશ છો. કારણ કે, ઇ. સ. ૧૯૧૭ માં અલીભાઇ દેવરાજ ચીચોડાવાળાએ તેમજ તે અરસામાં રાધાકૃષ્ણે, કે જે પંજાબમાં એક ઇસમાઇલીને દાવો કરતા હતા તેઓએ સખ્તમાં સખ્ત ભાષામાં સવાલો સાથે ઓપન લેટરો લખ્યા હતા. તમોએ તો કંઇક સુધારા વધારા સાથે તેનું અનુકરણુજ કરેલું છે. રાધાકૃષ્ણ ઇસમાઇલીઓના સમાગમમાં મુંબઇ સુધીમાં બે વખત આવી ગયો. તેમ અલીભાઇ દેવરાજ હજુ સુધી અમારા સમાગમમાં છે છતાં અમો એવા અજ્ઞાનો પર દયા લાવ્યા સીવાય વીશેષ કાંઇ ચાહતા નથી. તો પછી તમોને કોઇ ફીદાઇ અંધારામાં પછાડે, તેવી ભીતીના સ્વપ્ના જાગૃત સ્થીતીમાં કેમ આવે છે? તેથી અમો તાજુબ થઇએ છીએ.

ફીદાઇઓ મચ્છરને શીકાર કરતાજ નથી. ફીદાઇઓ છીપના ખોખાને માટે સમુદ્રમાં ઝીપલાવતાજ નથી. ફીદાઇઓ મણી વગરના સર્પને પકડતા નથી. ફીદાઇઓ જ્ઞાની અને પોતાના ધર્મ પર મુસ્તકીમ રહીને પગલું ભરનારાઓ હોય છે. ફીદાઇ ઇમાનદારો પોતાના ઇમામની બૈયત લેતી વખતે શુદ્ધ અંતઃકરણથી પ્રતીજ્ઞા લે છે કે આકા! તારી સફમાં અમોને આમેજ કર. તેને માટે અમારો માલ, અવલાદ, અને જાન, જેના ઉપર અમારો હક હોઇ શકે, તે તારા કદમોમાં અપર્ણ કરીએ છઇએ. તેઓ ફકત રાહે રાસ્તની ઇચ્છા રાખે છે. જેઓ પોતાના રાહબર પર સીદક દીલથી ઇમાન લાવ્યા છે, તેઓ ધર્મથી વેગળા જઇ શકેજ નહી.

ફીદાઇઓ કદી પણ દુન્યવી સત્તાથી ડરતા નથી. તેઓ પોતાની જાતની પરવા કરતા નથી. અવલાદ કે માલની પરવા કરતા નથી. તેઓ તો ફકત અલ્લાહ-

થીજ થરથરે છે. તેઓ પોતાના પરવરદીગાર ઉપરજ નાઝોનખરા કરે છે. તેઓ બીજાની મદદ માંગતા નથી. ફકત અલ્લાહનીજ મદદ માગે છે અને અલ્લાહનીજ રાહમાં કુરબાન થાય છે. તેઓ બ્હીકણુના લોહીમાં હાથ રગદોળી, પોતાને હીચકારાને સાબીત કરવા ચાહતા નથી ને એ વીર બીજા જે શીહાઇ વીરનો સામનો કરે. તમારા જેવા નમાલાઓજ અંધારામાં પડદા ઓઢી ગુમનામજ ફરતા ફરે.

વિદ્વાન મીત્ર ! તમો લખો છો કે, અમો એક મોટી ટોળીની લાગણી પ્રદર્શીત કરીએ છીએ. તે અમો માનવાની આનાકાની કરીએ છીએ, છતાં એકથી વધુ તમારા મતને મળતા હોય, એમ તો અમો માનીએ છીએ, તેથી અમો જે જે જવાબો આપીશું, તે બહુવચનથી આપીશું, તેની તમારે ખાત્રી રાખવી. પણ અમને અફસોસ થાય છે કે તમો તમારી ટોળીવાળાઓને બ્હીકણુ અને હીચકારા જાહેર કરી તેઓનું હડહડતું અપમાન કરો છો. તેથી અમને આશ્ચર્ય થાય છે.

મિત્ર ! તમો અમારા આકાને એક તરફ ખોજા જ્ઞાતી સાથે જોડો છો, ત્યારે બીજી તરફ હજરત અલી અલેયહિસ્સલામ જે અરબની ભૂમીમાં અસલ નિવાસ કરતા હતા, તેના વંશમાંથી દાવાની સાથે સબંધનો ઇન્કાર કરી વળી પાછા આલમોત તરફ ઇશારો કરી, કીયા બુઝર્ગના વંશમાંના ચીત્રવાની શેખી કરો છો. તો પછી શું દરેક ખોજાઓ આલમોતથી ઉતરી આવી તે વંશવાળાઓએ હીન્દુસ્તાનમાં વાસ કરેલો હોય, એમ માનો છો ? તમારા આવા લખણુનો હેતુ એટલોજ હોઇ શકે કે, તમો આડી અવળી વાતો કરી, અમારા નામદારને કીયા બુઝર્ગ જે ઇરાન પ્રદેશમાં થઇ ગયા તેમના વંશના સાબીત કરવા, અને તે પણ ઇતીહાસીક હવાલા વગર, દુનીયાને બીજે રસ્તે દોરવવાની તમારી નીચ કોશીશ છે. જો કે, અમો એમ તો માનીએ છીએ કે, તાતારી રાજકર્તાઓ અને અબ્બાસી વંશવાળાઓ તરફના ઇતીહાસકારોએ ઇરાદાપૂર્વક ફાતમી ઓલાદની હીસટ્રીનાં મોટો ફેરફાર કર્યો છે, એટલુંજ નહિ પણ તેઓએ એટલે સુધી જીવતોડ કોશીશ કરી છે કે, ફાતમી ઓલાદ દુનીયામાં હસ્તીજ ધરાવતી નથી, એવું દેખાડવાથી ઇસ્લામી આલમમાં શાંતીપૂર્વક પૂર્ણ સત્તા સહીત તેઓ રાજ્ય કરી શકે. નહિતો આલે નબી અને અવલાદે અલીના વંશના એક પણ બાળક હસ્તીમાં હોય તો ઇસ્લામી પ્રજા ફરી જશે, એવી તેઓ હર વખ્ત ધાસ્તી રાખતા હતા. તેઓને ફાતમી અવલાદના પ્રભાવનાં ખ્વાબગાહમાં પણ સ્વપ્ના આવતા હતા. તેઓ દેખીતી હીંમત સહીત તખ્ત પર બીરાજતા

છતાં તઓનો રાજમુગટ ફાતમી અવલાદથી થરથરતો હતો. તે માટે બની ઉમૈયા, બની અબ્બાસી અને તાતારીઓ રાત્રી દિવસ ફાતમી અવલાદની નસલને સદાકાળ દુનીયામાંથી નાબુદ કરવાના ફાંફા મારતા હતા.

જ્યારે, મક્કા, મદીના, સીરીયા અને મીસર સુધીમાં ફાતમી અવલાદની મહોબતનો જોશ પ્રગટી નીકળ્યો, અને ઠેકઠેકાણે ખુતબામાં ફાતમી અવલાદનાં નામો પોકારવામાં આવ્યા ત્યારે બગદાદનો હાકેમ, અબ્દુલ અબ્બાસ એહમદ કાદર બિલ્લાહ મહા ચીંતાતુર બન્યો અને તેણે ઉલમાઓની સાથે મસલત કરી એવી યુકતી રચી કે, મીસરના શાહ હાકેમઅલી (હાકેમ બીઅમ્ર અલ્લાહ) સલતનત ધરાવે છે, તેઓ ફાતમી અવલાદ નથી, પણ એક યહુદીની અવલાદ છે, તેવું જાહેરનામુ તૈયાર કરાવી તેના ઉપર મોટા મોટા ઉલમાઓના ફતવાના દસ્કતો લઇને પોતાના વજીરોની સાઇન (સહી) સહિત પેમ્ફલેટો બહાર પાડી આખી ઇસ્લામી આલમમાં જાહેર કરવાની તજવીજ કરી. કારણ કે ખુદ બગદાદમાં પણ ઘણા ઇસ્લામીઓજ ખુતબા વખતે ફાતમી ખલીફાનાં નામો પડવા લાગ્યા હતા. જે અરસો હીજરી સન ૪૦૨ રબીઉલ આખરનો હતો તેની ગવાહી સ્પીરીટ ઓફ ઇસ્લામ અને બીજા ઇતિહાસકારો આપી રહ્યાં છે.

વળી પાછું એક બીજું તરકટ સન સીત્તીન વ અરબા જમાદીયુલ અવલમાં અબ્બાસી ખલીફા કાયમે હજરત મુસતનસીર બિલ્લાહની ફાતમી અવલાદનો મુસલમાનોમાં વસવસો નાંખવા માટે, ફરી પએરવી રચાણી છતાં સત્ય છુપુ રહેતું નથી. સ્પીરીટ ઓફ ઇસ્લામ પાનું ૩૨૫ થી ૩૩૨ સુધીમાં ખુલ્લાસાવાર લખ્યું છે કે ફાતમી ખીલાફતની જાહોજલાલી નહીં દેખી શકવાથી હસદખોરોએ તનતોડ કોશીશ કરી હતી. મકરેજી, ઇબ્ને ખલદુન, અબ્દુલ ફીદા, જેવા તવારીખનવેશોએ તેઓની કોશીશનો ઇનકાર કર્યો છે. તેવીજ રીતે હલાકુખાનના વડા વજીર રશીદુદ્દીન જે તવારીખે ગુઝીદા, તવારીખે જહાંકુશા, અને જામે તવારીખ લખનાર હતો અને તે તવારીખ ઉપરથી બીજા તવારીખનવેશોએ જુદી જુદી તવારીખો લખી છે, તેણે પણ એજ નીતિ આદરી હતી.

હવે આપણે ઇન્સાફથી એટલુજ જોવાનુ છે કે તવારીખોની અંદર ફાતમી અવલાદને માટે જે જે લખાણો થયાં છે તે લખાણો ફાતમી અવલાદના મોહીબો તરફનાં છે કે દુશમનો તરફનાં? કોઇ પણ એમ કહી નહી શકે, કે તવારીખો લખનારા મોહીબો હતા. ઇસ્માઇલીઓની તવારીખ, અને ૧૧૭ વરસ સુધીની ભેગી થએલી લાઇબ્રેરી, જે આલમોતના કીલ્લામાં હસ્તી

ધરાવતી હતી, તે લાઇબ્રેરી મીસરની લાઇબ્રેરીની માફક હસદખોરોએ ભસ્મીભુત કરી હતી, કારણ કે તેઓને ધાસ્તી હતી કે, ઇસ્માઇલી સીધ્ધાંતોની અસર જો ઇસ્લામીઓમાં પ્રસરી તો અમારી હુકુમત નીસ્તો નાબુદ થઇ જવાની અને અમારી બાજુમાંથી ઇસલામી ટોળાવાળાઓ ખસીને ફાતમી અવલાદ સાથે મળી જવાના. તેથી હલાકુખાનના વજીર અને દરબારીઓ જો ફાતમી અવલાદને માટે સત્ય હકીકત લખે, તો બાદશાહના ગુસ્સાને પાત્ર થવાની મોટી ધાસ્તી હતી. પરિણામે તેને રાજી રાખવા અને દુનીયાને ઉંધે રસ્તે દોરવવા ખોટી તવારીખો લખી છે. જે લોકોએ હસન બીન સબ્બાહને ખુની ઠરાવતાં ખુદાનો ડર ખાધો નથી, તેવાઓ ખોટી તવારીખો લખી દુનીયાને જાસો આપવા પાછી પાની કરેજ કેમ? અમારી મીસરના જામે અઝહરની લાઇબ્રેરી સુલતાન સલાહુદીને ભસ્મીભુત કરી જે માટે આખી દુનીયાના ઉલમાઓ અને ફીલાસોફરો હાય અફસોસ કરે છે, એટલુંજ નહીં પણ તેઓ એટલે સુધી કહે છે કે તેથી ગએલી ખોટ દુનીયાને કયામત સુધી પુરાનાર નથી.

તેઓએ ઇસમાઇલીઓને નાબુદ કરવા જતાં આખી દુનીયાના ઇલમનો નાશ કર્યો, જો તેઓએ તેવું અયોગ્ય પગલું નહીં ભર્યું હતે તો આખી દુનીયા તેનો લાભ લઇ શકતે, એટલુંજ નહીં પણ ઇસ્લામીઓ આજે ઉંચી કોટીના બની જાત તેમજ અમારી સામે પણ કોઇબી સત્તા સામનો કરવાની શકતી ધરાવતે નહીં. અમારી લાઇબ્રેરીઓમાંથી હલાકુખાનનો વડો વજીર રશીદુદ્દીન ને બીજા ઉમરાવોની તવારીખ "રોઝ તુસસફા" જામેઉ તવારીખ, તવારીખે જહાં કુશા, તવારીખે ગુઝીદીમાં અમારા ઇમામો માટે જે તવારીખ આમેજ કરી છે, તે તવારીખો એક બીજાની વીરૂદ્ધ ને જુદી જુદી મતલબ ધરાવનારી હોવાથી દુનીયાની નજરમાં તેનું જુઠાપણું સાબીત થાય છે. એક ઠેકાણે હસન અલા ઝીકરીયા સલામ કીયાબુજરગના ફરજંદ મહમદના ફરજંદ જણાવે છે. ત્યારે બીજી બાજુ એમ લખવામાં આવ્યું છે કે ઇમામ કાહેરની જવજા (ઓરત) અને મહમદની જવજા બનેને એક દિવસે પુત્ર જનમ્યા હતા. અને તે પુત્રો એક બીજાએ બદલ કર્યા હતા. જે વખતે હસન અલા ઝીકરીયા સલામે ઇમામતનો દાવો કરી અને શરીઅતમાંથી ઇસ્લામીઓને મુકત કર્યા, તે વખતે ઇસ્લામીઓનું ટોળું ૪૦ હજારનું હતું. તે વખતે મહમદે વાંધો લીધો કે અમો ઇમામની અવલાદ નથી, તેમ મારો ફરજંદ પણ ઇમામની અવલાદ નથી. ત્યારે બીજી તવારીખ એમ કહે છે કે, હસન અલા ઝીકરીયા સલામે ઇમામતનો દાવો કરયો—ત્યારે મહમદની હસ્તીજ નહીં હતી. મહમદની ઓરતે બાપોકાર

જાહેર કરયું કે, દાવો કરનાર નિઝારી અવલાદનો છે. તેથી તવારીખનવેશો દુનીયાને એમ ઠસાવવા માગે છે કે, ઇસમાઇલી સીધાંત માફક ઇમામોને દુનીયાની તમામ ઓરત તેમ ઇસ્લામની રૂયે ગુલામની ઓરત હલાલ હોવાથી મહમદ ઇબ્ને કીયાને ફરજંદ જન્મયો, તેનું નામ હસન પાડવામાં આવ્યું હતું. જોકે ઇસમાઇલી સીદ્ધાંત તવારીખનવેશના લખવા માફક હડહડતો જુઠો છે, પણ ઇસમાઇલી સીધ્ધાંત—ખરેખર તો એવો છે કે—વગર નીકાહ કરેલી ઓરત અથવા મરદવાળી ઓરતની સાંમુ કુદ્દષ્ટિથી જોવું, તે મહાન ગુન્હો મનાય છે. હવે તમે જો ઇનસાફી હો તો કહો ભલા આવી હીસટ્રીઓ ઉપર ઇતબાર રાખી શકાય ? કારણકે તે હીસટ્રી લખનાર હલાકુખાનના લાગતા વળગતા અને મોટા હોદ્દેદારો હતા તે વખતે ઇતીહાસકારો બીજા નહીં હતા. જેઓએ આ સમયની હીસટ્રી લખી છે, તેમાં સનદ આ ત્રણે તવારીખ પરથી લેવાણી છે. ઘણી હીસટ્રીઓ નિઝારની અવલાદથી રૂકનુદીન ખુરશાહ સુધીના સીલસીલાને ભાર સહીત મળતાપણું બતાવે છે.

(૧) ગુલઝારે શમ્સ (૨) કનઝુલ ઇનસાફ.

(૩) લીટરરી હીસટ્રી ઓફ પ્રશીયા જીલદ બે પહેલી—બીજી.

(૪) ઇમ્પીરીયલ ગેઝેટીયર ઓફ ઇન્ડીયા. ઇ. સ. ૧૮૮૫ ની આવૃતી વોલ્યુમ ૩ પાનું પર.

(૫) હસન નીઝામીએ લખેલી ફાતમી દાવતે ઇસ્લામ.

હે રવાનાએ મરદેજંગ ! આવા આવા તમામ સત્તા ધરાવનારાઓ લાગવગવાળાઓ અને સલતનતવાળાઓ પણ પોતાની નેમમાં ફાવી શકયા નહિ, તો જેની હસ્તીની પણ કોઇને ખબર ન હોય, તેવો ફાતમી અવલાદથી બુગ્ઝ રાખી તેને મીટાવવાના ફાંફા મારવા તે શું હિમાલયના પહાડ સાથે સર ટકરાવા જેવું નથી ? જ્યારે મોટી સત્તાઓ પોતાની કોશીશમાં નિષ્ફળ ગએલી આખુ જગત જાણી ગયું છે. છતાં તે ફાતમી અવલાદની સાથે ચેષ્ટા કરનારાઓ પણ આજે હસ્તી ધરાવતા જોઇ અમોને તેઓની સમજ પર હાંસી આવે છે.

હે ખુનનાં ખાબોચીયાના દેડકાઓ ! આલમોતના મહાપુરૂષોને ઉતારી પાડવા માટે, તમો તેઓને ખુની વર્ણવો છો તેથી અમોને તમારી સમજપર હસવું આવે છે. હાથમાં સર લઇ ફરનાર બહાદુર નરની કદર બાયલાઓ જાણીજ શું શકે ?

લોર્ડ કરઝનના રાજ્યઅમલમાં બંગાલના ભાગલા પડયા. બંગાલમાં અસંતોષ વ્યાપ્યો, દેશ સ્વતંત્રતા માટેની લડત તો લડી રહ્યો હતોજ, તેમાં આ અસંતોષે "અગ્નિમાં તેલ"નું કાર્ય કર્યું, અને દેશમાં અરાજકતાના પડકારા થવા લાગ્યા. હિંદના ઇતિહાસમાં 'રાજદ્રોહીઓ (?) નું બોમ્બ" બનાવવાનું પહેલું પૃષ્ઠ લખાયું, અને તેના છાંટા બંગાલ ઉપરાંત દેશના બીજા ભાગોમાં ઉડયા. લોર્ડ કરઝનની રાજનીતિએ દેશમાં જગાડેલી જાગૃતી તેના પછીના નરમ પ્રકૃતીવાળા શાહી પ્રતિનિધીના સમયમાંયે ન સમી. હિંદી પ્રધાન મોર્લીમાં દેશે આશા બાંધી. દેશને મોર્લીમિન્ટો બંધારણ મળ્યું, સાથે અતિ કડક કાયદાઓ ઘડાયા. અશાંત વાતાવરણ ઘેરાતુંજ રહ્યું, અને નરમ પ્રકૃતીવાળા શાહી પ્રતિનીધી મિન્ટોનો રાજ્યઅમલ પૂર્ણ થયો. પછી ઉદારનીતિ માટે પંકાયલા કુશળ રાજ્યદર્મચારી હાર્ડીંજ આવ્યો. તેણે હિંદીઓને અપનાવ્યા. ૧૯૧૨ ની શાહી દરબારમાં શાહી ઢંઢેરાથી હિંદીઓને કંઇક શાંત પાડયા, અને એ ઉદાર ની ચાલુ રાખી. કેટલાકોને એ ન ગમ્યું, પુર્વે બોમ્બનો ભોગ થતા બચેલા એ વૉયસરાયને હિંદી રાજકારોબાર માટે અયોગ્ય કહેવા લાગ્યા, અને 'કીચનર' જેવા પોલાદી પંજાવાળાની એ પદ માટે ભલામણ થવા લાગી. માંદગીના બીછાનેથી ઉઠેલા વાયસરોય તંદરૂસ્તી અર્થે પ્રવાસે (ટુર ઉપર) આ સમયે જોધપુરમાં હતાં. એ ચાર દહાડાના શિકારમાં અણુઠક પરિશ્રમ પછી પોતાની અશક્તિનો આ દૃષ્ટાંત આપી એ ઉદાર રાજ્ય ધુરંધરે નિખાલસ ભાવે અને સ્પષ્ટ શબ્દોમાં હિંદીઓનાં વિરોધીઓને ચીમકી લગાડતા જણાવ્યું કે, મ્હારી ઉપર કેટલાકોએ ગેરસમજથી બોમ્બ નાખ્યો છે. બીજાઓ પણ રાજદ્રોહના માટે કારાગૃહ સેવી રહ્યા છે. આજે તેઓ તમારી નજરે રાજદ્રોહીઓ છે, પરંતુ ભવિષ્યમાં સ્વતંત્ર હિંદનું ઇત્તિહાસ લખનારાઓ એજ રાજદ્રોહીઓને દેશભકત લેખશે, અને તે યોગ્યજ શે. મ્હારી ઉપર બોમ્બ ફેંકનારાઓને હું એજ દૃષ્ટીએ નિહાળું છું, અને મ્હારી ઉદાર નીતિના વિરોધીઓને કહું છું કે આજે ત્રણ ત્રણ દહાડાના શિકારના પરિશ્રમ પછીયે, જેવોને તેવોજ તાજોજ છું. આવે મ્હારી સાથે કાર્ય કરવા ને પછી કરે વાતો! આ શબ્દોમાં લોર્ડ હાર્ડીંજના જોધપુરના ભાષણનો લગભગ પરિપૂર્ણ ભાવાર્થ છે. શબ્દશ: તરજુમો નથી પણ એમાં રહેલી ભાવના અમુલ્ય છે. દેશ કે દીનનાં માટે પોતાના પ્રાણુની કીંમત જે જન કંઇ વીસાતમાં ગણે નહીં તેને કયો દેશબંધુ ધર્મવાળો ખુનીની ઉપમાં આપવા બહાર પડે? જો કે તે કાયદાની નજરમાં ગુનેહગાર ઠરતો પણ હોય, પણ ખુદાની નજરમાં તે ગુનેહગાર છે કે કેમ તે

ઇલ્મ ધરાવનાર ઇસ્લામી આલમમાંથી બહાર પડશેજ નહિ આલમોતના યોધ્ધા ઉપર તીરસ્કાર ઉત્પન્ન કરાવવાના ફાંફાં મારનારાઓએ "ફીલુ માણેક" તરફ દ્રષ્ટિ કરી છે? ને કરી હોય તો કેવી રીતે કરી છે તે સ્પષ્ટ જણાવશો?

અલબત્તા ફીદાઇઓએ સુલતાન સલજુકીના વખતમાં, પોતાની કટારનો ઉપયોગ કર્યો હોય, તો તે ગૈરઇસ્લામી બાદશાહ ઇસ્લામનો કટ્ટો શત્રુ હતો. તેથી તો તાતારીઓએ બુગ્ઝ ખાતર એવી હીસ્ટ્રીઓ ઉત્પન્ન કરી કે તેઓએ ઇસ્લામીઓમાં પણ પોતાની સત્તાનો ગેરઉપયોગ કર્યો હતો. અમો તેવી હીસ્ટ્રીને તીરસ્કાર સાથે પથ્થર પર પટકીએ છીએ.

જગતમાં પ્રાચીન કાલથી યુધ્ધો થયાં અને તેમાં એક પક્ષે બીજા પક્ષનો સંહાર કરવામાં પાપ માન્યું છે ખરૂં? પૂરાતન કાલની વાત બાજુએ મૂકી આપણે આજના ઝમાનાનો ઇત્તિહાસ લઇશું, મહાન વિગ્રહમાં મિત્ર રાજ-ની પ્રજાએ જરમન આદિ દેશના લશ્કરોને શત્રુ માની માતૃભૂમી માટે પોતાનાં દેહાર્પણ કર્યો જ્યારે એજ દ્રષ્ટી બિંદુએ Fatherland માટે મિત્ર રાજ્યોના કૃત્યોને કાળાં ચીતર્યાં. બન્ને પક્ષ એકજ ઉદ્દેશથી પ્રેરીત હતો, અને ભાવી ઇતિહાસ લખનારાઓને એનો નિષ્પક્ષપાત ન્યાય કરવાનો રહ્યો. ઇસ્માઇલીઓને તો એવી પરિસ્થિતિમાં કામ કરવાનું હતું, કે જેની જોડ જગત ઇતિહાસમાં મળવી મુસ્કીલ છે; તેઓ સત્ય સારૂ ઝુઝયા એટલે તેઓએ જે વીરતાભર્યાં કામો કર્યાં છે, તે અમરજ રહેશે, ભલે પછી વિરોધ્ધીઓ ઉપર જણાવ્યા. દ્દષ્ટાંત પ્રમાણે શત્રુઓ ગણી કાળા ચીત્રે.

હે શત્રુવટમાં છાકટા થએલાઓ! અમારા ઇમામોના આલમોતના ફીદાઇઓ ઇસ્લામના શત્રુ હતા. એમ કહેવાનો મતલબ તમોને બદમાશોની હીસ્ટ્રી દોરવે છે એમ અમો માનીએ છીએ અને તમો એ ઉપરથી સાબીત કરો છો કે અમારા ધાર્મિક સીધ્ધાંતમાં, પ્રાથમીક ને મૌલીક શિક્ષણ નથી. પણ તમોને જરા મૌલીક અને પ્રાથમીક શિક્ષણવાળાઓ તરફ પણ દ્રષ્ટિ કરવી ઘટે છે, જેને તમો પાકા ઇમાનદાર સમજો છો અને તેઓ જે સીધ્ધાંતનું પાલન કરે છે, તે સીધ્ધાંતથી ઇલ્મે રૂહાની હાંસીલ કરી "મુલ્કે ફીરદૌશ" જનારા માનો છો: જેઓ રોજા રાખતા હતા, નિમાજ પડતા હતા, ઇબાદતમાં આલીમનો દરજ્જો ધરાવતા હતા: જેની હમાએલમાં રાત દિવસ કુરઆન રહેતું હતું: તેઓએ કરબલાના મેદાનમાં અમારા ઇમામે દો જહાંથી શું સલુક કરી. ઇબ્ને મુલજીમ નહેરવાનની લડાઇમાં એક ઇસ્લામી તરીકે પુર જોર શોરથી લડયો અને જે મોમીનનો દાવો રાખતો હતો અને

ઇબાદત અદા કરતો હતો તેણે મોલા અલીથી શું વફાદારી કરી? શું તમો તેઓને તેવા સીદ્ધાંત અને સાધન વડે, સાચા ઇસ્લામીઓ ગણો છો? અમો તો એમ માનીએ છીએ કે આખી ઉમર રોઝા અદા કરે, પંજગાના નિમાજ ચુકે નહી દર વરસે હજ કરતો હોય, જકાત આપતો હોય છતાં જ્યાં સુધી પોતાના મુરશીદની પએરવી અદા કરતો ન હોય, તે મુસલમાન છતાં મુનાફક છે. એમ અમોજ કહીએ છીએ તેમ નથી પણ આખી ઇસ્લામી આલમ તેનો ઇનકાર કરશે નહિ. ઇસનાઅશરીઓ પણ માને છે કે જે મુજતેહદની તકલીદ ન કરે તેની ઇબાદત હરામ છે. છતાં જેમ ઘી વિનાનો કંસાર એક ઝટ માણસ પસંદ કરે તેમ ઇમામ વગરનો ઇસ્લામ તમો પસંદ કરવા નીકળયા છો તે જોઇને તમારી સમજ ઉપર અમોને અફસોસ છુટે છે. તમો કહો છો કે, ઇસ્લામ એક અલ્લાહને માને છે. અમો એક અલ્લાહને એટલે કે જે અલ્લાહ છે, તેને એકજ માનીએ છઇએ. અલ્લાહને એક નહી માનનાર જો અજાણી-લથી બીજી નઠારી ઉપમા હતે તો, અમો જરૂર તેને આપતે. અલ્લાહને અમો સર્વ શકતીમાન, સર્વજ્ઞ માનીએ છીએ.

ખુદાઇ કીતાબોમાં પછી કુરઆન હોય, ઇન્જીલ હોય. ઝબુર હોય કે તૌરેત હોય, તેના જમાનામાં તેની ઉમત તેને ન માને અને શ્રધ્ધા ન રાખે તો રાહે રાસ્ત પામી શકે નહી એમ અમારૂં પૂર્ણ માનવું છે, કુરઆનમાં અમારી પુરી શ્રધ્ધા છે. કુરઆન ઇસ્લામીઓ વચ્ચે એક પવીત્ર સબક દેનારી મહાન કિતાબ છે. ઝકાત તો શું પણ સાથે ખુમ્સ આપવાને અમો બંધાએલા છઇએ, તેની સામેની તમો અત્યારે બુમાબુમ મારો છો, તેજ છે. અમો ઝકાત અને ખુમ્સ આપીએ છઇએ, તે તમારી આંખમાં ખુંચે છે તેને અટકાવવા માટેનું આ તમારૂં પગલું છે. એમ તમારો ખુલ્લો પત્ર વાંચનાર સ્હેજે સમજી શકશે. શું અમો ઝકાત કે ખુમ્સ આપતા નથી? તો પછી અમોને તમો ખુદાઇ એહકામને નહી માનવાવાળા ચીતરી ઇસલામીઓને ધોખો દેવા ચાહો છો? રોઝા અને હઝનો અમે ઇનકાર કરતા નથી. પણ તેનેથી શું ફાયદો હાસલ થાય છે, તે જોવું જોઇએ જે અમો બરાબર જાણીએ છીએ. તે હકીકતની વાત છે. જે માણસ ઇસ્લામમાં રહી, ઇસ્લામી હકીકત ન જાણે તો પછી પોપટને બીસમીલ્લાહ પડાવ્યા જેવુ ગણાય. તે માટે અમો રોઝા અને હઝ કઇ રીતે અદા કરવી અને નહીં કરવાથી ખુદાની ખુશનુદીમાં શું "નુકસ" આવે છે તે સમજો? ફકત સરીયતની પએરવીથીજ ખુદાને મલાતું હોય અથવા મુશલમાની ગણાતી હોય તો તમોને મુબારક-બાકી હકીકતી નજરે

ઇન્દ્રીઓના રોજા અને પવીત્ર દીલ જે (કાઅબા શરીફ) ગણાયું છે. તમારા જેવા પ્રીતનાખોરો એ નીયામતોમાં શું સમજે કુરાનમાં ફરમાવ્યા પ્રમાણે અલ્લાહ પાકે રસુલીલ્લાહ સ. અ. વને જણાવ્યું હતું કે જેઓ કુ માર્ગે છે, તેઓ ત્હારી તરફ જોનાર નથી. જો કે તું સત્ય માર્ગ દેખાડી રહ્યો છે.

હે અકલંદાર પ્રીસ્તાના રીસ્તેદારો! તમો મીશનરીઓના ખાતાના અનુભવી નથી, તેથી અમોને અફસોસ થાય છે. મીશન ડીપાર્ટમેન્ટ એક જુદુજ ખાતું છે અને તે ડીપાર્ટમેન્ટના અમલદારો ગ્નાન શાસ્ત્ર યા હદીસ, અને કુરઆન, બાઇબલ, મસનવી, યા હીન્દુ શાસ્ત્રના જે અભ્યાસીઓ હોય તેને પોતાના ખાતામાં આમેજ કરે છે. તેમાંથી જે કુરઆને શરીફ, હદીસે નબવી, "તવારીખે ફીલસુફી" "તવારીખે અંબીયા"ના જાણનારાઓ હોય છે, તેઓને ઇશાઅતના કામમાં રોકે છે. ત્યારે જેઓ ગ્નાન શાસ્ત્ર જાણે છે અને તરીકત ને હકીકતમાં પ્રવીણ છે, તેઓને ઇસ્માઇલી જનતામાં વાયઝ કરવા મોકલે છે. અમારા આકા તો વરસે યા બે વરસે એક કે બે મહિના અમારામાં વસવાટ કરી પાછા બીજા મૂલકમાં સિધાવી જાય છે ત્યારે તમો શા આધારે કહી શકો છો કે, મીશનરીઓને અમારા આકા સૂચના આપે છે કે પ્રાર્થના તો મારીજ થવી જોઇએ. અમો ઇસ્માઇલીઓ પ્રાર્થના અલ્લાહની કરીએ છીએ. જે અલ્લાહ જગતનો ઉતપનકર્તા છે. અમો નુર પરસ્ત છીએ. જીસ્મ પરસ્તી, કાગળ પરસ્તી, બુત પરસ્તી, કે કબર પરસ્તીને અમો હરામ સમજીએ છીએ અમારા પીરોએ અમોને એવી ઉંચી તઆલીમ આપી છે જેથી અમો બરાબર અમારા અલ્લાહને ઓળખી શકીએ છીએ, ને પ્રાર્થના કરીએ છીએ. ઇસ્લામની ઉંચી તઆલીમ કે જેથી અમારો રૂહાની આત્મા અલ્લાહની ઓળખાણને સમજી શકે તેવું ઇલ્મે રૂહાની પ્રાપ્ત કરવા માટે ઉંચામાં ઉંચી અમારા પીરોએ પવીત્ર ઇસ્લામી તઆલીમ આપી છે. તે તાઅલીમનો વારસો અમારી ભવીષ્યની અવલાદને પણ તા કયામત સુધી રહેનાર છે અને રોજે હશ્રમાં અમો અને અમારી અવલાદ અમારા ઇમામની સફમાં ઉભી રહીને અલ્લાહના દીદાર નસીબ કરીશું પણ જેઓ આ દુનીયામાં આંધળાં છે. તેઓ રોજે હશ્રમાં કદી પણ પોતાના માહાબુબનાં દીદાર કરવાને નસીબવંત થનાર નથી કારણ કે તેઓ તો આખરતમાં પણ આંધળા રહેનાર છે.

**વ મનકાન ફી હાઝાહેર આમાં ફહુવફીલ આખરતે આમાવ અઝલો સબીલા.**

(બની ઇસરાઇલ આયત ૭૨.)

જેઓએ દુન્યાવી સલતનતને માટે ઇસ્લામીઓને સલતનત માટે આપસમાં લડાવી મારવાની પએરવી કરી હોય, જેઓ ઇમામે મુબીનની હસ્તી દુનીયામાંથી નાબુદ કરવાની ઝંખના રાત દિવસ રાખતા હોય, જેઓએ ઇસ્લામની અંદર ઇસલામને પરાગંદા કરવા માટે બીદઅત દીનપ્રતિદીન ઘુસાડી હોય. તેવાઓને કોઇપણ સાચો મુસલમાન ઇસ્લામનો ખેરખાહ માની શકે ખરા ? અને તેવાઓ કે જે ઇસ્લામને મહાન હાની પહોંચાડે, તેવા મુનાફીકોને ફીદાઇઓની શમશીરનો અને ઇસ્લામી યોધ્ધાઓની બહાદુરીનો સ્વાદ ચખાડવામાં આવે તો શું કોઇપણ સાચો ઇસલામી તેને ગાઝીની ઉપમા આપ્યા સિવાય રહી શકે ?

હા ! દુનીયાના ભુખ્યાઓને તે ન રૂચતું હોય અને તેને માટે ઇસ્લામી યોધ્ધાઓને ખુની ચીતરી પોતાની બેવકુફી જાહેર કરી હોય, તો આખી ઇસ્લામ અને ખુદા તેના વિચારને મળતા થાય. એવા વિચાર કરનારાઓને શું ઉપમા આપવી તે ઇસ્લામી ડીક્શનરીની બહાર છે.

હે દમિસ્કના અમીરના વડા વઝીર ! તમો આજે ઇસ્લામ, ઇસ્લામ, ઇસ્લામની બુમો મારી રહ્યા છો અને જેબીજાઓ તમારા સાથે બુમો મારી રહ્યા હોય તેના વડવાઓને ઇસ્માઇલી પીરોએ (સતગુરૂ પીર સદરદીને) પોતાના જ્ઞાન વડે, કબરપરસ્તી, બુતપરસ્તી અને શકતીપરસ્તી છોડાવી આજે ઇસ્લામના દાયરામાં દાખલ કર્યાં છે. છતાં તેઓની કલમ તેજ અહેસાન કરનારા મહાન પુરૂષને માટે અરૂચીભરી ભાવનાથી લખવામાં આવે છે, તેથી અમોને અનંત દીલગીરી થાય છે. જેને એ પણ ખબર નથી કે ઇસ્લામ અનાદી કાળથી છે. હઝરત મહમદે (સ. અ. વ) આખર જમાનામાં ઇસ્લામને તાજેતર કરી, ખુદાની ખલકતને રાહેરાસ્ત ચલાવવા ઇસ્લામની પવિત્ર તઆલીમનું ઉંચુ શીક્ષણ શીખવ્યું અને જે કોઇ તેના સાયામાં આવ્યો તેને નવજીવન રેડી ઇબાદત સખાવત ને હીમાયતનો પવીત્ર પાઠ શીખવ્યો.

હે સવાલના કરનારા વિદ્વાનો ! હાજીબીબીના કેસ વખતે કુરઆને સામેતનો સવાલ પુછવામાં આવ્યો હતો. તેવા જુબાની આપનારા જાણતા હતા કે કુરઆને સામેત અમારા આકાના ઘર ઉપર ઉતર્યું છે અને તે રાસેખુલ-ફીલ ઇલ્મ છે. તેથી તેની નઝર નાતેકુલ કુરઆન ઉપર જવાથી તેવા શબ્દો ઉચ્ચારમાં હોય તો તેમાં વાંધો શું હોઇ શકે ! જેમ સીફ્ફીનની લડાઇ વખતે ફરેબીઓએ ધ્વજા ઉપર કુરઆન રાખી મોમીનોને ઝાંસામા નાંખવાની વેત્રણ કરી હતી. પણ ઇબ્રાહીમ માલીક અસ્તરે તેની પરવા નહીં કરતાં કુર-

આને નાતેક માટે પોતાની સમશીર ચાલુ રાખી હતી. જેથી તમારા જેવા કુરઆને સામેત ઉપર મોહીત થનારા ખારજી થઇ ગયા; પણ જેની દ્રષ્ટી કુરઆને નાતીક ઉપર રહી, તે સાબીત કદમ રહ્યા. તેવીજ રીતે તે વખતે પણ મોમીનોને ફરેબ દેવા તેવો સવાલ પુછવામાં આવ્યો હતો. મોમીનો જાણે છે કે, કુરઆને સામેતનું શિક્ષણ રાહે રૂસ્તગારી માટે છે. પણ કબરો પર પડીને સવાબ મેળવવાની ઇચ્છા રાખનારાઓને તે મબારક હજો અમો સાચા મુસલમાનોને કુરઆનની તઆલીમ આપનાર અમારી સામે કુરઆને નાતીક છે. તેથી તે સવાલનો જવાબ બનવા જોગ છે કે તેઓને ઉડાવનારોજ આપ્યો હોય.

હે વિદ્વાને મન! આખી ઇસલામી જગત જાણે છે કે કુરઆન ઝેર ઝબર વાળું અસલ નહીં હતું. અને ઝેર ઝબર ખલીફા હારૂનના વખતમાં નાંખવામાં આવ્યાં હતાં જો ઝેર ઝબરમાં જરા પણ ફરક પડે તો તેની મતલબ બીજીજ થઇ જાય. માટે ફેરફાર નહીં થાય તેવા ઝેર ઝબર સાથનું કુરઆન બનાવતા અલબત્તા વરસો લાગે તે સહેજે સમજી શકાય તેવું છે.

હે વિદ્વાનોનો દાવો કરનારાઓ, કુરઆનમાં ઝકાત વિષે જે આજ્ઞા કરવામાં આવી છે, તે મરજીયાત નથી, પણ ફરજીયાત છે, તે પણ તમો જાણતા નથી પણ તમોએ જો ઇસલામી કીતાબો વાંચી હતે તો "ખુમ્સ"ને ભુલી નહીં જતે. અમો ઇસમાઇલીઓ જકાત અને ખુમ્સ બન્ને મળીને સેંકડે સાડાબાર ટકા આપીએ છીએ. પણ તમોએ જે ૫૦ ટકાની ગપ ઉડાડી છે, તેજ સાબિત કરે છે કે, દ્વેષરૂપી ધુમાડાથી તમારી આંખો ઇસ્લામી કિતાબો વાંચવાથી બંધ રહી છે અને તેથીજ અમોને માનવાને કારણ મળે છે કે તમો ઇસમાઇલી મઝહબના કેવા ખેરખાહ છો તે સ્પષ્ટ સમજાય છે. અમો તો અમારા આકાએ નામદારને આભૂષણ અને ઝવેરાત જે અરપણ કરીએ છીએ, તે અમારી પ્રેમભરી લાગણીને વશ થઇને મરજીયાત ભેટ કરીએ છીએ. ફરજીયાત અમારા પર છેજ નહીં.

હે જ્ઞાનીઓના દાવો કરનારાઓ, તમારી જ્ઞાનચક્ષુથી એ પણ વિચારવું જોઇતું હતું કે ચાર કલાકની અંદર લખો રૂપીયાનો પ્રવાહ જે પુરૂષના પગ આગળ ચાલી નીકળતો હોય, જે પુરૂષના દીદારને માટે લખો માણસો રળવળતા હોય, જેના ચક્ષુમાં લખો માણસોના માથા નમાવવાની શકતી હોય તેની શકતીને તોલ પર કાંઇક વિચાર કરવો ઘટે. છતાં બળી ગએલા જીગર તેવું સમજવાની શકતી ગુમાવી બેસે તે બનવા જોગ છે. જેઓને તમો અજ્ઞાન સમજો છો, અને આખી ઇસમાઇલી આલમને અજ્ઞાનતાના ખાડામાં

સબડતી જાણો છો, તે આલમ સાથે વ્યવ્હારીક, નૈતિક, કામ પાડી જૂઓ. તો તમો પરિક્ષા કરી શકશો કે તે તમારાથી ચડીયાતા છે કે નહીં? જેઓએ દરેક ધર્મના પુસ્તકોનો અભ્યાસ કર્યો હોય, જેઓ વિધર્મીઓ સાથે ડીબેટમાં કામીયાબી પામતા હોય, જેઓ રાજકીય કુશળતા ધરાવતા હોય, જેઓ વેપારી આલમમાં મહાન મરતબો ધરાવતા હોય, તેઓને અજ્ઞાન કહેવાની ધૃષ્ટતા બતાવાનો તમોને હકજ શું હોઇ શકે? છતાં અમો ઉદાર દીલ સાથે તમોને એટલા માટે માફ કરીએ છીએ કે તમો પૈસો એજ પરમેશ્વર અને આખી જગતમાં પૈસાથીજ સુખ મનાય છે, તેવી અધમદ્રતીવાળાને અમારે માફ કરવુંજ જોઇએ. કારણકે જેઓની પાસે લખો રૂપીયા હોવા છતાં તે રાત દિવસ પૈસાનાજ પુજારી અને સખાવતમાં એક મોટા જેવું મીંડુ હોય, તેના માટે દયા છુટવા વીના રહી શકેજ કેમ?

હે અમારા હીતશત્રુઓ! શું તમો એમ માનો છો કે અમારો ઇમામ અમારી આત્મીક ઉન્નતી સીવાય બૈયત આપતી વખતે આર્થીક, વ્યવ્હારીક, અને અધ્યાતમીક, ઉન્નતીના જોખમદાર તરીકે વચન આપ્યું છે?

હે ધર્મને જાણનારનો દાવો કરનારાઓ, ઇસ્માઇલીઓ હસ્તક ચાલતી સંખ્યાબંધ સ્કુલોમાં વારસીક લખો રૂપીયાની ગ્રાંટ મંજુર કરવામાં આવી છે. તેથી અમો અમારા આકાએ નામદારનો અહેસાન માનીએ છીએ. જો કે અમો તેવી ગ્રાંટો લેવાને હકદાર નથી. અમારે અમારા પગ પરજ ઉભું રહેવું જોઇએ છતાં તેમની કરમ બક્ષીસનો લાભ કમભાગ્યે અમારી આરથીક સ્થીતીનો વીચાર કરીને ડગમગતા દીલે સ્વીકાર કરવાની ફરજ પડી છે, પણ અમો રાત દિવસ ચાહીએ છીએ કે અમારા હાથે અમારા કોમી બાળકો ઉચામાં ઉંચુ શિક્ષણ લઇ જગતની પ્રજાની હરોળથી બે ડગલાં આગળ વધે, એટલુંજ નહિ પણ અમારા હસ્તક આખી દુનીયાના નિરાધાર બાળકોની ભેદભાવ વિના અધ્યાત્મીક અને સાયન્ટીફીક તાઅલીમ આપવા અમો સામર્થવાન થઇએ એવી અમારા પરવરદીગાર પાસે અહોનીશ પ્રાર્થના કરીએ છીએ.

એ પુત્ર પરીવારની કદર કરનારાઓ, અમો તમોને ફરીફરીને કહીએ છીએ કે અમો તે જનાબના જીસમાની પુત્રો નથી. અને અમો માનીએ છીએ કે તેવણના જીસમાની પુત્ર થવાનું અહોભાગ્ય અમારૂં હતે તો, અમો પણ તેવણની માફક યુરોપમાં આનંદ મેળવી શકતે. તે ખુલ્લું છે કારણ કે તેમના જીસમાની પુત્ર પ્રીન્સ અલીશાહને લાડ લડાવવામાં કઇ પણ કચાસ હોય એમ કોઇ પણ કહી શકશે નહીં.

**મા કાના મોહમ્મદુન અબા અહદિન મિન રેજાલેકુમ વલાકિન ર્રસુલિલ્લાહે,** (સુરએ અહઝાબ આયત ૪૦)

(મહોમ્મદ તમારામાંનો એક પુરૂષોનો બાપ નથી, પણ ખુદાનો પયગમ્બર છે.)

તમો પોતાને કુરાને સામેતના માનનારાઓનો દાવો કરો છો અને પોતાને શુધ્ધ ઇસ્લામી હોવાનો દાવો કરો છો, ત્યારે આ ઉપલી આયત તમો કેમ ભૂલી ગયા? અજાયબી તો એ છે કે 'દરેક ઉમ્મતનો રહેબર, તેનો રૂહાની પિતા છે, પણ જીસ્માની પિતાનો સબંધજ નથી થઇ શકતો વળી

**'અન્નબીયો અવલા બિન મોઅમેનીના**

(પયગમ્બર મોમેનોને પોતાના જીવ કરતાં વધારે ઔલા (માન્ય) છે.)

કારણ કે જે જે તેના ભલા અને ફાયદા માટે છે, તે સિવાય કઇપણ બીજું તેમને ફરમાવતા નથી. ઉમ્મતના વર્તમાન અને ભવિષ્યના સુખને માટે તેઓ વધારે આતુર હોય છે, અને આ કારણથી ઉમ્મતને તેઓ વધારે વ્હાલાં હોવા જોઇએ, અને તેમના ઉપર ઉમ્મતે અત્યંત પ્રેમ રાખી અતિશય માન આપવું જોઇએ?' શું તમો એ જાણો છો? રાત્રના અંધકારમાં આથડતા તમારા જેવા ચામાચીડીયાઓ સુર્યનો પ્રકાશ ક્યાંથી જોઇ શકશે

**ગર ન બીનદ બરોઝ શબપરહે ચશ્મ ચશ્મે, આફ્તાબ રા ચે ગુન્હા?**

એ ક્જેત વિચારના ફોજદારો, જો તમોએ દાઉદ પયગમ્બરની જાહો-જલાલી નજરે નિહાળી હતે તો, અમો માનીએ છીએ કે તમારો અંતર-આત્મા એક પેગમ્બર તરીકે તેવણને માનવાને સાફ ઇનકાર કરતે. શું તમો પયગમ્બરોને અને ઇમામોને ફકીર ધારી બેઠા છો? જે તમારા મોહતાજ બની તમારે આશરે જીવન વ્યતીત કરે તેવાઓનેજ ઇમામ માનવાની તમોએ મોનાપોલી લીધી છે? એ તો ખરૂં છે કે તેઓ દરવેશી ધર છે, પણ ભીખારી નથી, તેઓ ફાકા કશી કરી જાણે છે. તેમ સલતનતના સરદાર પણ છે. તેઓ આખી જગતને બોધ દેવા શક્તીમાન છે. પણ તેઓ બીજાઓનો બોધ લેવા સરજાએલા નથી. તેના માટે ખાત્રી કરવી હોય તો વાંચો "ફઝાઅલે મુરતઝવી."

હે દુર્ભાગ્યોના દીદારી, અમારા આકાએ નામદાર અમોને આત્મીક ઉન્નતીના પવીત્ર પાઠોનું ઉંચુ શીક્ષણ એવું આપે છે કે જેના એક અણુમાત્ર જેટલું અંશપણ તમારા જેવા દુન્યવી તાલીમના ઇચ્છી+ અને વિદ્વાનોને સ્વપ્ને

પણ પ્રાપ્ત થઇ શક્યું હોય. જો અમો ઉંચી સંસ્કૃતી પ્રાપ્ત કરવા ઇચ્છા રાખીએ તો ચાલુ જમાનામાં એવા બહોળાં સાધનો છે કે, તે શિક્ષણ અમારી બુધ્ધી અને પુરૂષાર્થ વડે પ્રાપ્ત કરી શકીએ, પણ અમો ઇસ્લામીઓ એટલા ઐયાસી છઇએ કે હીન્દમાં અમારી સાત કરોડ જેટલા ઇસ્લામી જનતામાં તમોએ લખેલી બાળાઓની માફક અમોએ શિક્ષણ પ્રાપ્ત કર્યું નથી. તેનું કારણ અમારા તાસુબી ઇસ્લામીઓ ઉલમાઓ પર જોખમદારી આવી શકે, અમારા ઇસ્લામીઓમાં ઉંચી તાલીમને માટે સૈયદ આહમદ ઘણી બળતરા કરતા હતા. છતાં પંજગાનાવાળા અને રોજાઓને અદા કરનારાઓએ તેવણને માટે કુફ્રનો ફતવો આપ્યો પણ શુક્ર ખુદાના કે અમારી હિંદની ઇસ્લામી આલમ જાગ્રત બની છે. અને ઇસ્લામીઓમાં કેળવણીનું નવજીવન રેડાણું છે માટે ઇન્શાઅલ્લાહ ! થોડાં વરસો નહીં વીતે કે અમારી આખી ઇસ્લામી આલમ વીજળી વેગે, કેળવણીમાં આગળ વધી તમામ સાથે પોતાનું નાવ હંકારવા સામર્થ્યવાન થશે. કારણકે અમારા હાલના ઉલમાઓ-માંથી તાસુબીની જોત, બુજાવાની અણી ઉપર છે, અને અમો ખુદા પાસે ઉમેદ રાખીએ છીએ કે અમારી ઇસમાઇલી કોમ અમારા ઇસલામી બંધુ-ઓની સાથે સાથે કેળવણીમાં આગળ વધવા શકતીવાન બને.

એ કહેવાતા વિદ્વાનો ! શું તમો એવો એકપણ દાખલો આપી શકશો કે ઈંગ્લીશ કેળવણીને માટે અથવા બીજી કેળવણીને માટે ઉત્સાહ ધરાવનારાને અટકાવવા માટે એકપણ ફરમાન બહાર પડેલું હોય. અમો નામદારશ્રીની સ્કોલરશીપથી ડાકટરી પદવીએ પહોંચેલાઓને બતાવી શકીશું. જો તમો અટકાયતવાળું ફરમાન ન બતાવી શકો તો તમો શા ઉપરથી કહી શકો છો કે અમોને ઉંચી કેળવણીથી એટલા માટે અજ્ઞાત રાખવામાં આવ્યા છે કે જેથી આરથીક ઉન્નતીમાં હાની પહોંચે. શું તે તમારૂં વાક્ય હળાહળ ઝેરીલું અને તદન મગજ ભ્રમણાનું કારણ નથી ? જો તમો મુસલમાન હો તો તમારે આ આયત પર સદા ધ્યાન રાખવાની જરૂરજ રહે છે.

"અલા લાઅનતુલ્લાહે અલલ કૌઝિબીન."

(અર્થ—ખુદા લાનત કરે છે જુઠા બોલવાવાળા ઉપર.) અમો તાજુબ થઇએ છીએ કે તમો ઇસ્લામીનો દાવો કરવા છતાં ઇમામો અને પયગમ્બરોના નામોથી આટલી છીટ શા માટે ધરાવો છો ? અમારી રોજીંદી બંદગીમાં અમો પીરો અને ઇમોમોનાં નામો લઇએ છીએ. તે તમોને નહીં રૂચતાં, નીમાજમાં સલવાત સાથેની બંદગીનું ભાન વટીક તમો ધરાવતા નથી. શું તેમાં હજરત

મહમદ અને તેની આલ ઉપર સલવાત પડવામાં નથી આવતી? તમોને એ પણ ખબર નથી કે, રૂકુ અને સુજુદમાં જો સલવાત પડવામાં ન આવે તો પહેલી નીમાજ બાતલ ગણાય. શું એ તમોએ ચીરાગે હીદાયતમાં નથી વાંચ્યું?

જો કોઇ ઇસલામી પોતાના વડીલોના રૂહ અરથે કપડાં, અગર ફરનીચર કે દાગીના જો મસજીદમાં અર્પણ કરતા હોય તો, તેવી વસ્તુઓ વેચવા માટે મસજીદના મુતવલીઓ અથવા સેક્રેટરીઓ બીજે ઠેકાણે વેચવા મોકલવાનો રવૈયો છે તેવું બતાવી શકશો? અમો છાતી ઠોકીને કહીએ છીએ કે અહીંજ (મુંબઇ)માં તમારા જેવા વિચારવાળાઓ અમારાથી જુદા પડી જેઓ અલાહેદી જમાત ચલાવી રહ્યા છે, તેઓને પુછી જૂઓ કે તેવી વસ્તુઓ તમો કયા લીલામખાનામાં મોકલો છો? જો તે તમોને એજ જવાબ આપે કે અમો જમાતને બોલાવી સદરહુ વસ્તુ વેચી તેનાં નાણા ઉત્પન કરીએ છીએ તો પછી અમારા ઉપર અને અમારા ઇમામ ઉપર તમારો આક્ષેપ નભી શકે ખરો?

હે અકકલના ધારાપુરીના હીરાઓ! જેની નજરની સામે વારસીક લાખો રૂપીઆના ભોગે ઇશાઅતનું કામ ચાલુ હોય, જે કોમના કાર્યની પ્રસંશા ઇસ્લામના ઉલમાઓ સુદ્ધાંત કરતા હોય, જે કામને માટે ઇસમાઇલીયો સત્રુઓ વચ્ચે બળી મરવામાં સુદ્ધાત આનંદ માનતા હોય, જે કારણને લઇને જે કોમના ઉપર બાળહરણનું હડહડતું તોહમત મુકાતું હોય, ને જેના માટે અહલે સુનુદના પંડીતો વ્યાકુળ બની રહ્યા હોય, તેવા ઇશાઅતના કામને તમારી ચક્ષુ જોઇ ન શકતી હોય, તો પછી દસ કે પંદર હજાર માઇલ સુધી તમારી ચક્ષુ જોવાને માટે આંધળી માનવામાં આવે તો તેમાં કોઇપણ આનાકાની કરી શકે? તમો એટલું પણ જાણતા નથી કે હજરત રસુલ (સ. અ. વ.) આખી દુનીઆમાં બોધ દેવા નીકળી પડયા હતા? છતાં આજે અલ્લાહની મહેરબાનીથી ૪૦ કરોડ મુસલમાનો હસ્તી ધરાવે છે. તેવીજ રીતે ચીત્રાલ, બદકશાન, સીરીયા, મીસર કે ઠેઠ રૂશીયા સુધીમાં ઇસમાઇલીયો પોતાના ઇમામના દીદારની રાહ જુવે છે. ત્યાં અમારા આકા સેંકડો વરસથી પધાર્યા નથી. છતાં દિવસ દિવસે ઇસમાઇલીયો વધેજ જાય છે. શું તમે એમ માનો છો કે એ ભાષણોનું પરીણામ છે? એક સમજુ માણસ સેજે જાણી શકે કે આટલું મોટું કાર્ય આપોઆપ થઇ શકે એ તદ્દન અશકય છે.

હે અકકલના ખાંઓ! અમારા આકા એવી રીતે કાર્ય કરે છે કે, જેવી રીતે ખુદા કયા ગુનાહની કઇ સજા કરે છે? તે કોઇ જાણી શકતું નથી અને

શા માટે ને શું કારણે આવી મહાન નવાજેશ થએલી કોઇપણ વ્યકતી સમજી શકવાને સમર્થવાન નથી.

જાહેરી કામ એજ કરે જેને દુનીયામાં વાખાવાખીની હોંસ હોય, જેને મોટા થવાની અભીલાષા હોય, જેને મશહુર થવાની ઇચ્છા હોય. "ફી સબીલીલ્લાહ" કામ કરનારાઓ એવી રીતે કામ કરે છે કે બને તો જમણા હાથનું કર્તવ્ય ડાબા હાથને પણ સમજ ન પડવા દઇ પવીત્ર કામ આરંભે છે. તેઓ જગતને જણાવા ખાતર નહીં પણ પોતાનું કર્તવ્ય સમજી કાર્ય કરે છે. જગતને ઉત્સાહ આપવા માટે તેઓ જાહેર રીતે કામ કરે તો તે બનવા જોગ છે, જેમ કે અલીગઢ કોલેજવાળી યુનીવરસીટીને માટે યા મસ્જીદે મુકદ્દસની મરામત માટે યા પારીસની મસ્જીદ માટે યા આફ્રીકન ઇબાદતગાહ માટે રૂહે ઇસલામે કોશેશો કરી. તેનો મતલબ એટલોજ કે લોકો ઉત્સાહી બની પોતાનું કર્તવ્ય બજાવે.

હે હસદમાં તરબતર થએલાઓ ! તમોને જો એમ ખબર હતે કે, ઇસ્લામના મહાન ઉલમા ખ્વાજા કમાલુદીન જેવા દીન રાત દ્દશાઅતનું કામ ભરયુરોપના જાહોજલાલીવાળા શહેરોમાં કરે છે, તેઓ રાત દિવસ ત્યાં નિવાસ કરે છે. તેમ અમેરીકા વેર એહલે હુનુદના મહાન પંડીતો અને મહાત્માઓ વરસોના વરસ રહી, પોતાની સંસ્કૃતી પરદેશીઓની સામે જાહેર કરે છે. તેઓ શું ધર્મ ભ્રષ્ટ થાય છે? શું યુરોપમાં વસનારા મુસલમાનો ધર્મભ્રષ્ટ ગણાય ?

તુરકી સલતનત ભર યુરોપમાંજ છે. તો શું આપણે તેઓને ધર્મભ્રષ્ટ ગણીએ ? કદી નહી. જેઓ પોતાને પરહેજગાર રહેવાને માટે સરજાએલા છે તે કોઇબી ઠેકાણે પવીત્ર રહી શકે છે. પછી અદેખાઓની આંખે ને જીભીયાએ કંઇબી બોલાય ને જોવાય તેથી કંઇ થતું નથી.

ઇસલામીઓને હજરત મહમદે (સ૦) વિદ્યાને માટે ચીન વેર જવાની આગ્ના કરી છે. જો તેવા મુલકમાં ધર્મભ્રષ્ટ થવાતું હતે તો તેવી આગ્ના મુસલમાનોને તેઓ કરતેજ નહીં.

હવે તમારે એજ સમજવાનું રહ્યું, કે વેલાતમાં અમારા આકાના જબરદસ્ત ઘોડાના તબેલા ઉપર તમારી દ્રષ્ટી પડેલી જણાય છે. પરંતુ તમારે વિચાર કરવો જોઇએ કે, હજરત અલી (અ.) અને હજરત મહમદ (સ૦)ના વખતમાં ઘોડાઓની હરીફાઇ ચાલતી હતી કે નહી? ખુદ ખુદાએ કલામે શરીફમાં દોડતા ઘોડાના કસમ ખાધેલા છે. તેની મતલબ એજ કે, તેને તે

બહાદુર પ્રાણી અત્યંત વ્હાલું છે, તો પછી શુરાઓ, ગાઝીઓ, અને ઈસલામના ઈમામને તે પ્રાણી પ્યારૂં ન હોય, તે બનેજ કેમ? છતાં પણ–

"રાત દિન જીંદગી ઝુંપડામાં જેણે ગાળી,
કદર ન હોય તેને કદી ઉંચા મહેલની."

એનો દાખલો જો સ્પષ્ટ રીતે સમજવો હોય તો વાંચો.

**"શાહજાદો ને ભીખારી"** પુસ્તક.

હે કોમ્યુનીટીના અજ્ઞાત! તમો અમારા આકાને અમારી કોમના ચીતરી શું ભવીષ્યના ઇતીહાસમાં પ્રજાને ઉંધે રસ્તે દોરવવાની તમો ઇચ્છા રાખો છો? તમો એમ માનો છો કે અમારો લખેલો ઉદ્દેશ સદાકાળ સુધી નભી રહી જગતને ઉંધે રસ્તે દોરવવાનું એક ઐતિહાસીક રૂપ બનશે? જેઓએ ઇતિહાસો લખ્યા છે તેઓને મહાન રાજાઓના હાથો હતા. તેઓને નભાવવાની તેઓમાં શકતી હતી, છતાં પણ તેજ ઇતીહાસોની વીરૂદ્ધ બીજા ઇતિહાસો બહાર પડવાથી આગલા ઇતિહાસ જુઠા સાબીત થયા છે. તો પછી તમો અમારા આકાને અમારી કોમના ચીતરી, ભવીષ્યની ઓલાદને એમ ભમાવવા માગો છો કે, નામદાર આગાખાન અસલ ખોજા હતા. તમારૂં તેવું પગલું ઉદયજોતને બુજાવવાને સમર્થ થાય, એમ કોઇ પણ વિદ્વાન માનશે નહીં.

અમારા આકાએ જે કાઉન્સીલો સ્થાપી છે તેનો હેતુ અમો સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ. કારણ કે અનાદી કાળથી હુકમરાનીનો ઠેકો લઇ બેસનારાઓના હાથમાંથી કોમને છોડાવવા, અને પોતપોતાના પ્રગણાના વહીવટો કરવા જુદે જુદે ઠેકાણે કાઉન્સીલો સ્થાપી છે. સરકાર દરબાર ચડતાં અમોને હજારો રૂપીયાના ખરચમાં ઉગારવાના હેતુથી અને વકીલ બેરીસ્ટરોના બોજામાંથી છોડાવવા "કોમી પંચ"ની સ્થાપના કરવામાં આવી છે અને તે પણ ઇસ્માઇલીઓની ઇચ્છા અનુસાર અને તેઓની ખુશી અનુસાર મુદ્દતી મેમ્બરો નીમવાની કૃપા કરે છે. છતાં પણ તેમની તે કાઉન્સીલના કાયદા કાનુનોથી અમોને પંજામાં લેવાની એક બાજી તમો માનતા હો! તો તેનો જવાબ વાજબી આપવાને અમો બંધાએલા છઇએ. જો કે અમો જે વખતથી તે નામદારની બૈયત કરીએ છઇએ ત્યારથી અમો દરેક રીતે તેમનાં પંજાની બહાર જવાને કદી પણ પસંદ કરતા નથી, અને અમો ચાહીએ છીએ કે, અમારા મૌલાનો પંજો સદાય અમારા શીરે ઉપર રહે.

હે! કાયદાના કાબેલો! તમો એ પણ જાણવાની શકિત ધરાવતા નથી.

જેણે કાઉન્સીલની સ્થાપના કરી તેના હસ્તક આપી ઇસ્માઇલી 'આલમને સોંપવામાં આવી, ને તેના કાયદા ઘડવાનો હક કાઉન્સીલને સોંપી ખુમ બરાડા પાડવાની જોખમદારી પોતા ઉપર કાં વ્હોરી લેવામાં આવે? કાયદા કાનુનો જે જે દેશમાં ઇસ્માઇલી કાઉન્સીલો છે, તે તે દેશમાં વાતાવરણ અનુસાર ત્યાંના કાઉન્સીલરો ઘડે છે. છતાં તેની બારીક રીતે તપાસ કરી, અમારા આકાએ નામદાર જે કાયદા યોગ્ય નહીં હોય, ઇસમાઇલીઓને અડચણ કરતા હોય અથવા સત્તાને મજબુત કરતા હોય, તેવા કાયદાઓને રદ કરવાનું અને કોમનો સારો વહીવટ ચાલી શકે તેવા કાયદા રાખવાનો હક, અમારા આકા સીવાય બીજાનો કેમ હોઇ શકે?

જેમ નામદાર સરકાર ધારાસભાની અંદર કાઉન્સીલના મેમ્બરો સાથે ધારા ઘડે છે, પરંતુ તે ધારા અમલમાં મૂકવા યોગ્ય છે કે નહીં તે ઉપર સારી રીતે સમજીનેજ વાઇસરાય અથવા શહેનશાહ પોતાની સહીઓ મૂકે છે. દરેક કાયદા સરકાર પાસ કરવાને બંધાએલી હોતી નથી. સરકારને અને રૈયતને અનુકુળ અને તેઓને હાની ન પહોંચે તેવાજ કાયદાઓ પાસ કરવામાં આવે. સરકાર અને રૈયતનો સંબંધ દરેક રીતે છૂટો પડે તેવા કાયદા કદી પણ સરટીફીકેટને લાયક હોઇ શકતા નથી. તેવી રીતે અમારી ઇસ્માઇલી આલમને અમારા આકાનો સદાકાળ સરખી રીતે સંબંધ જળવાઇ રહે તેવાજ કાયદા પાસ કરવામાં આવે, તેમાં ખોટું શું? જો તેમ નહીં કરવામાં આવે તો તમારા જેવા ફીતનાખોરો અમારો અને અમારા આકાનો સંબંધ છુટો કરવાની કોશીશ કરે એ બનવા જોગ છે. તેજ માટે અગમચેતી તરીકેનાં પગલાં એક મહાન પુરૂષે ભરવા જોઇએ. અને તેમાંય ખરૂં કેહતાં અમારૂં આત્મિક તેમજ ઐહિક હિત સમાયલું છે.

હે કલ્પનાના કાસીદો! જે સત્તા અનાદી કાળથી પયગમ્બરો અને ઈમામોને બક્ષીશ મળેલી છે, તે સત્તાની રૂએ અમીરૂલ મોમનીનના હીસાબે અમો મોમીનોનાં અમીર તરીકે અમારા ઉપર સદાકાળ સત્તા રાખવાનું તે નામદારને પૂર્ણ હક છે. હા! હક તેઓ ઉપર નથી કે જેઓ તમારી જેમ મોમીન મટી ખારજી બને છે. મુસલમાન મટી મુરતદ બને છે. પણ જેઓ મોમીન છે તેઓના જાન; માલ, અને દરેક વસ્તુ જે જીસમાની અને રૂહાની છે, તેની ઉપર પોતાની સત્તા ચલાવવાને હકદાર છે ને તે હક અમો બા સરોચશ્મ સ્વીકારીએ છીએ. અને તેમાંજ અમારાં નૈતિક અને રૂહાની લાભની પૂરણ બક્ષીસ મેળવીએ છીએ એ અમારૂં સીદક દીલથી માનવું છે.

હે સંજોગના સરદાર ! કાઉન્સીલ સમક્ષ જે જે કેસો રજુ થાય છે, તેમાં ઘર સંસારી અને વ્યવહારી જે કેસો રજુ થાય છે અને સાક્ષી પુરાવાથી જે જે કેસો છણાય છે, તેમાં તેમાં કાઉન્સીલરોને સ્વતંત્ર રીતે ન્યાય આપવાને છુટ છે. અન્યાય કરવામાં આવેલો હોય તો વાદી પ્રતીવાદીઓને અમારા આકાએ નામદાર પાસે અપીલ કરવાની છુટ છે. તેમજ અમારા આકાએ નામદારે કાઉન્સીલરોને સખ્ત ફરમાન કરેલું છે કે. જે કોઇ ન્યાય કરતી વખતે રાખરખાવટ કરશે, તેની જોખમદારી તેઓની ગરદન પર રહેશે. મારા મુરીદોના કાયદા એવા હોવા જોઇએ કે જગતની પ્રજા તેનું અનુકરણ કરવા પ્રેરાય. છતાં સંજોગોને લઇને અમારા કાઉન્સીલરોને દર વરસે ચુંટવામાં આવે છે. તેમ હાલના સંજોગો વચ્ચે કાયદા રચી, અમારા આકાએ નામદારની સરટીફીકેટ મેળવે છે. છતાં અમોને એવી ઉમેદ છે કે અમારા કાયદાઓનું અનુકરણ કરવાનું મ્હોટાં મ્હોટાં રાજ્યની પ્રજા લલચાય, તેવો પણ નજદીકમાં દિવસ આવે, એવી અમારી પ્રાર્થના છે. વળી અમો સીદક દીલથી માનીએ છીએ કે, અમારી ઇચ્છા જલ્દી પાર પાડવામાં અમો ફળીભુત થઇશું.

હે એકટીંગ કરનારા એકટરો ! ૧૯૨૦ ની સાલમાં કરાંચી ખાતે કરાંચી જમાતે ધારાધોરણ ઘડી અમારા રાહબરને તેની સંમતી મેળવવા, રજુ કર્યાં અને તે ધારાધોરણ ત્યાંની જમાતને અનુકુળ હોવાથી તે પસાર કરવામાં આવ્યા અને તે પસાર કરતી વખતે, અમારા આકાએ નામદારે તેઓને આશીષ વચન ઉચાર્યાં, તે કાયદા છપાવતી વખતે આશીષ વચનની સાથે, કાઉન્સીલના મેમ્બરોએ પ્રગટ કર્યાં. પણ જ્યારે તેનું પાલન કરવાની જરૂર જણાઇ અને વિદ્વાન ધારાશાસ્ત્રીઓ જેવા બાહોશ નરોની સલાહથી સમજવામાં આવ્યું કે કાયદાપોથીમાં કાયદા સિવાય આશીર્વાદ કે બીજું કંઇ છપાવવાની જરૂર હોઇ શકે નહીં, તે માટે તે પ્રતો ધારાપોથી તરીકે નહીં વાપરતાં તેજ ધારાધોરણ ફરીથી પ્રગટ કરી કાઉન્સીલના મેમ્બરો અને ધારાધોરણની ઇચ્છા ધરાવનારાઓને પ્રસીદ્ધ રીતે આપવામાં આવ્યા એ મેમ્બરના હાથે થએલી પ્રેમભરી ભુલ કે જેને ભુલ કહી શકાયજ નહીં, તેવા બહાનાની ઓથમાં અમારા આકાએ નામદારને કોઇ પડદાની ઓથમાં છુપાવાના તમ ા ા આક્ષેપ નભી શકે તેવી મજબુત દલીલ રજુ કરી હોય, અને એવા મજબુત કાવાદાવા બતાવી શકયા હો, તો તમને ઉપરના શબ્દો ઉચ્ચારવાનો હક રહી શકતે. શું તમો એમ માનો છો કે ધારાપોથીમા આશીર્વાદના શબ્દો કાઢી નાંખવાથી ન્યાયને અળવળ

આવી શકે? અમારા આકાના આશીર્વાદ શું ધારાપોથીમાં હોય તોજ અમારી બેહેતરી થાય, એમ અમોને દોરવવાની તમારી વેત્રણ છે? અમારા મૌલા અમોને હર વખતે દુવા આશીશ ફરમાવેજ જાય છે. પણ તે દુવા આશીશનો લાભ લેવાનું અમારા કર્તવ્યો અને ફરમાનના માનવા ઉપરજ આધાર રાખે છે. ડોકટરની ઉંચામાં ઉંચી દવા છતાં તેણે કહેલી પરહેજી પાળવાને બીમાર બેપરવાઇ કરે છે, તો તે દવા કારગત થઇ શકે નહીં, તેની રીતે અમો તો તે નામદારના આશીર્વાદ મેળવવાનો ત્યારેજ માની શકીએ કે, અમો મુસ્તકીમ રીતે તેઓના ફરમાન ઉપર રહી શકીએ.

હે સત્તાની શમશેરથી ઘાયલ થનારાઓ! હજરત અલીની ઝુલફીકારથી ઇસ્લામ મઝહબ પ્રતીદીન તાજો થતો ચાલ્યો, અને ઇસ્લામની સામે માથું ઉંચકવાની કોઇની પણ સત્તા નહીં ચાલવાથી અમૃ બીન અબ્દવદે હઝરત અલી અલેહીસલામનો મુકાબલો કરવા કમર કસી. તેવીજ રીતે આજે નામદાર આગાખાનનો પ્રકાશ આખી પૃથ્વી ઉપર સૂર્ય મીસાલ ચમકતો જોઇ તેવણને ઉતારી પાડવાના કસદ ઉપર આવી, જે કલમ ચલાવી છે, તો ઉપરના શખ્સનું શું થયું અને તેણે મૌલાની સુજાયત ઉપર આફ્રીન અદા કરી, તેવું તમારાથી બને એવું હૃદય તમો ધરાવતા હો, તોજ મેદાને પડો. નહીંતો દુનીયામાં રૂસવાઇ સીવાય તમારી ઇચ્છા બર આવે, એવું માનવાનો વિદ્વાનો તો કબુલ કરી શકશે નહીં! હાં. તમારી હરોલમાં મુનાફકોનું માનવું હોય તો ભલે શબનમ (ઝાકળ)ના વરસાદથી અનાજ પાકવાની આશાથી જીવન વ્યતીત કરો.

હે ડંડાના ભોગ થએલા! અમો માનીએ છીએ કે તમો કાયદાના અભ્યાસી બીલકુલ નથી. તેમ કાયદા એટલે શું અને કાયદા શું કરવા ઘડવામાં આવે છે, અને કાયદાઓ રક્ષણ કરતા છે કે નહીં? અને રક્ષણનું પાલન કઇ રીતે કરી શકાય છે? અને કાયદા અમલમાં કેમ મુકાય છે? તેનું એક રઇયત તરીકે પણ તમોને ભાન નથી. ઇંડીયન પીનલ કોડના કાયદાઓમાં ચોરી કરવા વીશે, મારામારી કરવા વીશે, ખુન કરવા વીશે, ખોટા દસ્તાવેજો કરવા વીશે, બળાત્કાર કરવા વીશે, એવા અનેક કાયદાઓની કલમમાં મેજીસ્ટ્રેટ અથવા જડજ જે વખતે ન્યાયને છણે છે, શાક્ષી પુરાવાથી વ્યકતી ગુનેહગાર ઠરે છે, તેને જેલ કે ડંડની સજા અથવા દેશપારની કે દેહાંત દંડની સજા નથી કરવામાં આવતી? એક વ્યકતીના ઘરમાં એક વ્યકતી ચોરી કરે, અથવા એક વ્યકતીનું એક અપમાન કરે, તો તેને દંડની સજા તમારા કહેવા પ્રમાણે હોઇ શકેજ નહીં. છતાં તમો ધારા બાંધનારાઓને અને જજ તથા મેજીસ્ટ્રેટોને

કાં એમ કહેવાને બહાર નથી પડતા, કે અમારા રક્ષણના બ્હાનાની ઓથે સરકારે ધન નીચોડવાની બાજી રચી છે. તમો કદી બ્રીટીશ ગવર્નમેંટને એક્ઝીક્યુટીવ મીનીસ્ટરોની જોડે એમ કહેવા બહાર પડો. પણ દરેક ઇસ્લામી સત્તાઓમાં પણ એજ રીતના કાયદાઓ હસ્તી ધરાવે છે. તેથી તમારી એવી બુમો એક ઘેલછા ભરેલી અને દેશથી પ્રજળી રહેલી લાગણીથીજ ઉચ્ચારેલી બધી પ્રજા કહી શકે.

અમારા આકાએ નામદાર, જેઓને કાઉન્સીલના મેમ્બર તરીકે નીમે છે, તે ઇસમાઇલી જમાતમાંથીજ નીમવામાં આવે છે. તેથી નીર્વિવાદ, એ તો સ્પષ્ટ છે કે, તેઓનાં માલીક છે. તેમાં તમો કંઇ ખોટું કહેતાં નથી. તેમ જે મેમ્બરો નીમાય છે તેઓ તે ગામનાં કાંઇક બુધ્ધીશાળી અને જમાતની સેવા કરી શકે તેમજ જમાતના મોટા ભાગની પસંદગી પામેલા હોય, તેવાઓને નિમવામાં આવે છે. પણ એ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે ગામડાની અંદર જે આમ પંચાયત હોય છે, તે ભણેલી હોતી નથી. છતાં પણ તેઓ પોતપોતાની કોમની પંચત વાજબી રીતે કરવાને શકતીમાન નીવડે છે. શું તમો એમ માનો છો કે ગ્રેજ્યુએટ થએલાઓજ કોમની પંચાતમાં પડી શકે? અને નીવેડો લાવવાનો ગ્રેજ્યુએટનોજ હક છે? જો તમો સરકારી રૂલને જાણતા હતે તો આવો બકવાટ કદી કરતે નહીં. એવા દાખલાઓ ઘણા મળી આવે છે કે પછાત વર્ગ અને અભણ કોમની પંચે કરેલો નીવેડો ગ્રેજ્યુએટ અને સીવીલીયનો તેમજ ન્યાયની અદાલતે માન્ય રાખેલ છે. શું એ બધાને મુર્ખ ગણી તમોજ ફકત ડાહ્યામાં ખપવા ઇરાદો રાખો છો? ગામડાના મુખી અને ડેપ્યુટીઓ ગામડાની અંદર અમૂક રકમ સુધી દંડ કરવાની સત્તા ધરાવે છે, જોકે તેઓ ભણેલા નથી. તેથી સરકારની એવી સત્તા આપવાની જોખમદારી તમારી નજરમાં કેટલી હોઇ શકે, તે ઓપન લેટરની માફક બહાર પાડશો? મને તો લાગે છે કે આવી જાતની સત્તા આપતી વખતે આપણી બ્રીટીશ સરકારે તમારા જેવા દોઢ ડાહ્યાઓની સલાહ લઇ કાયદો ઘડયો હતે તો ઠીક થઈ પડતે પણ સારે નસીબે સરકાર પોતાની પ્રજામાં યોગ્ય બંધારણ ઘડતા તમારા જેવા શેરખાંઓનો મત લીધો નથી એમાંજ પ્રજાની સલામતી રહેલી છે.

હે કહેવાતા વિદ્વાનોના વજીર! અમારી કોમમાં જુદા જુદા મંડળો હસ્તી ધરાવે છે, તેનો અમો ઇન્કાર કરતા નથી અને દરેક મંડળીનો વહીવટ પુરૂષોમાં પુરૂષ અને સ્ત્રીઓમાં સ્ત્રી કરે છે, તે ખરૂં છે. પણ તે મંડળી જમાતી કારોબાર ચલાવે છે, એમ કહેતા તમો બહાર પડો, તો અમો તેનો

ઇચ્છે ઇચ્છ ઇનકાર કરીએ છઇએ. જેઓ ધાર્મિક મંડળના કારભારીઓ છે, તે દરેક ઓદ્દાની મુદત પુર્ણ થયે બદલવામાં આવે છે. આ નીમણુંકો કાયમી નથી. તેમ એ ઓધ્ધેદારો પગારદાર હોતા નથી, કે તેઓ ધન નીચોડ કરીને અમારા નામદારને લાભદાયક થઇ પડે. પણ તેઓ દરેક પોતાના મંડળના ચુંટી કાઢેલા અમલદારો છે અને તે અમલદારો બીજા મેમ્બરો કરતાં પોતે ભેગ વધારે પ્રમાણમાં આપે છે વખતનો—નાણાનો વિગેરે ભોગ આપી, અમારા પીરોએ અમને બતાવેલા રસ્તા તરફ અમોને દોરવે. તેમાં અમો તેનો ઉપકાર માનીએ. તે સીવાય તમારા લખવાથી વધુ વસવસાના ભોગ થઇએ એમ જો તમે માનતા હો તો મહેરબાની કરીને દોઢીવાના દાળીયા લેજો જેથી પેટ ભરાશે. અમો માનીએ છીએ કે તમો એ સવાલ ઉત્પન્ન કરશો કે મીશનરીઓ શું પગારદાર નથી? તો તે સવાલનો જવાબ ચોક્કસ અપવાદ માટે અમો હાકારમાં આપીશું-ચાલુ જમાનાની અંદર બધા આલીમ કે પાદરી અથવા ધર્મનો ઉપદેશક ફાકાકશી કરીને પોતાના સહકુટુંબીઓ અને બાળબચ્ચાંઓને તજીને બોધ કરવા બહાર પડયા હોય એવું અમો માનવાને સાફ ના કહીએ છીએ. રોમન કેથેલીક પાદરીઓ જો કે બાળ બચ્ચાં પોતાના ધર્મની રૂએ ધરાવતા નથી, તો પણ પોતાનું દૈનિક જીવન ટકાવવા નીભાવ માટે નોકર ચાકર અને રહેવાને ઘર ખર્ચ આદિ પેટે મોટા પગારો પ્રાપ્ત કરે છે. તેમજ પ્રોટેસ્ટંટ પાદરીઓ હજારો રૂપીયા સુધીના પગારદાર છે જો તમારે અનુભવ કરવો હોય, તો અમો બતાવવાને તૈયાર છીએ. મુંબઇ ઇલાકાના આર્ચબિશપ પામરનો પગાર કેટલો છે, તે તમો જાણો છો? અને તે પગાર કોણ આપે છે વારૂ? હવે મુલ્લાં અને મોલવીઓ જે ઇસ્લામી વાયઝ કરે છે, તેઓના તરફ તમારે બારીક દ્રષ્ટી કરવી જોઇએ. તેઓ એટલે દરજ્જે નામચીન થએલા હોય છે કે એકજ વાયઝ સેંકડો રૂપીયા લીધા સીવાય, કોઇબી ઠેકાણે વાયઝ કરે, એવી ઇચ્છા ધરાવનારાઓ સુજમાં રોજા ખોલે છે. તેઓ પોતાનુ ગુજરાન ઇસ્લામી પ્રજાઓના ધનથીજ કરે છે. તેઓ ખેતીવાડી કે બગીચાનું કામ કરી "ફી સબીલીલ્લાહ" પોતાના વચનો પીરસતા હોય તેવું જવલેજ બને છે. તેમ તો અમારામાં પણ વગર પગારના એટલે ઓનરરી મીશનરીઓ પણ સંખ્યાબંધ હસ્તી ધરાવે છે. તેમજ અહેલે હુનુદના પંડીતો અને બ્રાહ્મણો જુદી જુદી દક્ષિણા મારફતે પોતાની આજીવીકા ચલાવવાને સમર્થવાન બને છે. તમારે એટલું તો યાદ રાખવું હતું કે જમાતી સત્તા મીશનરીઓને એક અણું માત્ર પણ નથી અને કારસાજીના

પૈસાને તેઓ હાથ વટીક લગાડતા નથી તેઓ તો ઇસ્લામી, અને ઇસ્માઇલી મહાન પુરૂષોના વચન, અને રહેણી કરણીના બોધ સીવાય બીજુ કંઇ પણ કરવાને અને કહેવાને હકદાર નથી. તેઓ જો પોતાના ધર્મબંધુઓને ધર્મનો બોધ કરે, તો શું તેઓ ગુનેહગાર ઠરી શકે ખરા ? એવો કયો ફીરકો છે કે જેમાં પોતાના સિદ્ધાંત માફક બોધ થતો ન હોય ? ત્યારે શું તમારા કહેવા પ્રમાણે એક ઇસ્લામી વાએઝ પોતાના ધર્મ વિના ખ્રીસ્તી કે યહુદી ધર્મનો બોધ કરવા મંડી જાએ ? જરા અકકલનો તો ઉપયોગ કરો અને વિચારો કે એવી કઇ ઉમ્મત છે કે જે પોતાના ધર્મ ઉપર પ્રેમ નહીં ધરાવતી હોય. નેચરી અથવા ધર્મની કીંમત નહીં જાણનાર અજ્ઞાતને માટે અમો ચુનોચરા કરવા શકતીવાન નથી, પણ આવાં લોકો પોતાની માન્યતાને ચીવટાઇથી વળગી રહે છે, અને એક નહિં તો બીજી રીતે ખુદાઇ શકિતનો સ્વિકાર તો તેમને કરવોજ પડે છે.

હિંદુને સનમમેં જલવા પાયા તેર,
આતિશને મુગાંને પે રાગ ગાયા તેરા.
દેહરીને કીયા દહેર સે તાબીર તુજહે !
ઇન્કાર કીસીસે ન બન આયા તેરા.

હે બંધનના બાકાતી ! તમો કોઇ કલબ કે સોસાયટીમાં મેમ્બર બન્યા છો ? અને બન્યા હો, તો એવું બતાવી શકશો કે તે કલબના કે સોસાયટીના કાયદાઓ હસ્તી ધરાવતા ન હોય ? અને મેમ્બરોને કાયદા બંધનકારક ન હોય ? અને જો તમો સત્ય રીતે અનુભવસીદ્ધ એમ કહી શકતા હો, કે દરેક મંડળના મેમ્બરોને કાયદાના બંધનમાં રહેવું જોઇએ, તો પછી ઇસ્માઇલી જમાતને માટે કાયદા કાં ન ઘડવામાં આવે ? અને એક મેમ્બર તરીકે માસીક ફી આપવાને બંધાએલો ન હોય ? જો કે અમો તેવી ફી નહીં ભરનારને અમારી સોસાયટીથી બહાર કાઢતા નથી, એ અમારૂં ઉદારપણું છે. તેમ તેઓની પાસેથી ચડેલી ફીમાંથી કમતી લઇ બાકી ફી માફ કરી જ્ઞાતી મેમ્બર તરીકે તેને ચાલુ રાખીએ છીએ; પણ સોસાયટી કે મંડળો એવી ઉદારતા નહીં બતાવતાં બે કે ત્રણ મહીને એવા ફી નહીં ભરનાર મેમ્બરને સદાને માટે સલામ અલેકુમ કરે છે.

જનાબ ! અમને ખાત્રી છે કે તમો એ સવાલ ઉત્પન્ન કરશો કે ચંદ્રાકી, અને સાર તો સરકાર સાહેબને અપાય છે, તો પછી જમાતના મેમ્બર હોવાની

રી પણ એમાં શું હોઇ શકે? તેથીજ અમે ફરી ફરીને કહીએ છીએ કે અમો જમાત તે આકાએ નામદારની અનુયાયી છીએ અને તેથી તે આકાએ નામદાર ઉપર જમાતી વ્યવસ્થા છોડી અમારો જમાતી બોજાનો ભાર હલકો કરીએ છીએ. જો બીજી જમાતોની માફક અમારો ધાર્મીક, અને જમાતી, વહીવટ જુદો હતે, તો જમાતી ફી કમતી લઇ અથવા ન લઇ અમારી જમાતનો વહીવટ અમો ચલાવવાને શકતીવાન થઇ શકતેજ નહીં અને તે વખતે અમો અત્યારે અમલદારોને જેટલા અઝીઝ ગણીએ છીએ, તેથી સો ગણા અમો તેઓને જુલમગાર ગણતે આ સ્થિતિ અમો કેમ સહન કરી શકીએ ? તેથી તો અમોએ તમામ વધ અથવા ઘટ, નુકશાન અથવા નફો, અમારા રૂહાની પીતા તરીકે, તેવણના ઉપર નાંખી તેવણના આભાર તળે અમોને દબાએલા માનીએ છીએ.

નિયમ ૭ માના જવાબમાં ખુલ્લમખુલ્લું ફરમાવવામાં આવે છે કે જેઓની ઇચ્છા હોય, તેઓએજ રોકડા પૈસા આપવા પડશે. તેથી એમ નથી ઠરતું કે વગર ઇચ્છાવાળાઓનેય રોકડા પૈસા આપવા પડશે. હું એક દિવસ ઝવેરી બજારમાં ગયો હતો. તેણે લખ્યું હતું કે દાગીના લેનારાઓએ પૈસા રોકડા આપવા પડશે. તેવું એક બોર્ડ (પાટીઉં) જોઇ મેં મારા ખીસાના પૈસા તપાસીને મારે જોઇતા દાગીના ખરીદયા. મારી સાથે મારો એક મીત્ર હતો—તેને દાગીના જોઇ લાલચ થઇ ને લેવા પ્રેરાણો પણ પોતા પાસે પૈસા ન હોવાથી મારી સાથે વગર દાગીને પાછો આવ્યો હું સમજયો કે ઝવેરી જરૂર મારી સાથવાળાના ઉપર દાગીના નહીં લેવાથી ગુસ્સે થશે, પણ ઝવેરીએ, તેની પરવા સુધ્ધાં કરી નહીં.

મીત્ર! નિયમ ૮ મો એક અભણ માણસબી સમજી શકે તેવો સ્પષ્ટ છે. જેઓની ઉપર સરકારી નાણા નીકળતાં હોય, અને તે શખ્સ તમારા લખ્યા પ્રમાણે કંઇબી વસ્તુ જમાતના અમલદારોને વેચીને પૈસા વસુલ કરવાની પરવાનગી આપે, તો પછી અમલદારો તે માલ વેચી પૈસા વસુલ કરે અને જો નીકળતા નાણામાં ઘટ આવતી હોય, તો તેને પણ લેવાની ઓફર કરે તેમાં કાયદો કયા હીસાબે ગેરવાજબી મનાય તેવો છે? તમો ઇનકમટેકસવાળાને કંઇ રકમ તો ભરતા હશો? તો તેઓને તમો જે કંઇ વેપાર કરતા હો અથવા તમારી પાસે ફાલતુ વસ્તુ હોય, તે જરા તેની ઓફીસમાં મોકલી તેનું વેચાણુ કરી, તમારા પર નીકળતાં નાણાં વસુલ કરવાની ઓફર તો કરી જુઓ ? તે તમોને શું જવાબ આપે છે, તેનો અનુભવ તો મેળવો ?

નિયમ ૯ મો પાનું ૬૫. જવાબમાં અમો તમને પુછીએ છઇએ કે, તમોએ દરેક દેશનાં રાજ્ય કારોબારનો અનુભવ કર્યો છે! જે રાજ્યમાં સરકારી હકમાં અનાજ અથવા કપાસ કે વાવેતરવાળી વસ્તુઓનો ભાગ અપાય છે, તે વસ્તુઓને વેચી, સરકારી ટ્રઝરીમાં જમા કરવાને માટે શું અમલદાર નીમવામાં નથી આવતો? અને વ્યવ્હારીક રીતે હીસાબની જોખમદારી તેવા અમલદારો ઉપર શું નથી નાંખવામાં આવતી? તેનો જવાબ તમો હકારમાંજ આપશો. તો પછી અમારી ઇમામી સરકારના વહીવટ માટે એક જોખમદાર અમલદાર નીમવામાં આવે, અને હીસાબની જોખમદારીનું ફરમાન કરવામાં આવે, તો તેમાં ખોટું શું? જોકે તમો તો ડહાપણ ડોળી દ્વેષી ચક્ષુથી ઉલટું જોતાં હશો, પણ એક સાધારણ માણસ પણ તે વ્યાજબી સાથે ડહાપણ ભરેલું માની વખાણે, તેમાં લેશ માત્રે નવાઇ નથી ત્યારે તમારી દ્રષ્ટીમાં આ કાનુન અવ્યવ્હારીક છે, એમ તમારા હૃદયમાં કેમ ઉતરી શક્યુ હશે? એ જાણી અમો આશ્ચર્યમુગ્ધ થયા છીએ. પાના ૬૫ ના ૪ થા નિયમમાં તો સ્પષ્ટ રીતે અમારી ઇમામી સરકાર અને જમાતી કાનુનની મેમ્બર ફી માટે ખુલમખુલ્લું એવું ફરમાવ્યું છે કે તે વસુલાત માટે મેમ્બરની યોગ્યતા પ્રમાણે વસુલ કરવું. જેથી તો મુખી અને કામડીયા વીગેરે અમલદારો ઇસમાઇલી મેમ્બર પાસેથી ઓછી વસુલાત લઇ મેમ્બર પર નીકળતાં નાણાં માફ કરી શકે છે. પરિણામે આ કાયદો એમ ગવાહી આપે છે કે, ધારાપોથીમાં આ કાયદો ઉદાર અને લાગણીભરી હમદર્દીથી આમેજ કરવામાં આવેલો છે.

ઉપરના દરેક કાનુનોથી તમો એમ સીદ્ધ કરવા માંગો છો કે અમો ઇસ્માઇલી જમાત વહેમી છીએ, ને વહેમના વમળમાં તણાઇ ભવીષ્યના લાભાર્થે, ખોટી રીતે દોરવાઇ અમારૂં નાણું અંધશ્રદ્ધામાં ઉડાવી દઇએ છીએ શું અમો વહેમી બની મજારો ઉપર અમારા લાભ અર્થે પ્રાર્થના કરીએ છીએ? શું અમો પેગમ્બરો અને ઇમામોના તખ્તને એક મહાન ફીદાઇનો તખ્ત ગણીને તેને ચુંમન કરી, અને અમારી મુરાદ માંગીએ છીએ? શું અમો અમારા હાથે કાગળના મજારો બનાવી, તેની નીચે આળોટી અમારી રૂસ્તગારી (મુક્તી) ચાહીએ છીએ? શું અમો એક આંસુનાં ટીપાંથી જીન્નતે ફીરદોશ મેળવવાની અંધશ્રધ્ધા રાખીએ છીએ? શું અમો અમારા ઇમામોની વફાત જે મુલકમાં થઇ હોય તેની મજારો અમો અમારી નજદીક બનાવી તેની યાત્રા કરીએ છીએ? અને તેમ કરી તેઓ પાસે આહોજારીથી

અમારી શારીરીક, માનસીક, અને આર્થીક ઉન્નતી ચાહીએ છીએ ? અમે નથી સમજી શકતા કે, તમે આટલા વરસ ઇસમાઇલીઓમાં વસવા છતાં જાહેર રીતે એવી માન્યતાવાળા તરફ તમારી દ્રષ્ટિ ન જતાં જે બીનાને બીદઅત સમજવા છતાં અમારા પર અંધશ્રધ્ધાનો બોહતાન શા હીસાબે રાખો છો ? વળી તમો એ પણ કબુલ કરશોકે, ઇસમાઇલી જનતાના બાળકો અને યુવકો, એટલા ચબરાક છે ટકામાંથી સાત પૈસા ખાઇ જાય, એવા કાબેલ છે. છતાં તમારી દ્રષ્ટિએ અમોને ભોળા ચીતરવામાં તમારી ઇચ્છા શું છે ? શું તમો બીજી પ્રજાને ઠગવા માંગો છો ? જો તમારી ઇચ્છા એમ હોય તો અમો તેમાં સહકાર તો શું પણ આનાકાની કરવા બીલકુલ અચકાશું નહિ કારણ કે બીજી પ્રજા અમોને ભોળા માની અમારાથી લાભ લેવાની ઇચ્છાથી પણ વ્યવહારીક અને સામાજીક સત્કાર કરે તો અમોને તેમાંથી કંઇ પણ ખોહવાનું નથી.

જો તમો અમોને ધર્મના બારામાં ભોળા સમજતા હો તો તેમાં તમો બીલકુલ થાપ ખાઓ છો, કારણકે કોઇબી ધર્મમાં ઇમાન (વિશ્વાસ, અથવા શ્રદ્ધા )હીણુ માણસ જ્ઞાનને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નીવડે એવું કોઇપણ શાસ્ત્ર, કુરઆન, ઇંજીલ, કે તોરેત કે બીજા મહાન પુરૂષોનાં વચનો એમ નથી સ્વીકારતા કે વગર ઇમાની ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરી શકે. તે દાખલો કુરઆનમાં દરજ થએલો છે. તબ્બત યદા અબી લહબીઉં મતલબ કે અબુ લહબના બન્ને હાથ ભાંગી જાઇ. કારણકે તે હજરત મહમદ સાહેબની પેગમ્બરી પર અણવીશ્વાસી હતો. તમો તે અરણ્યના અરબો જેવા છો જે "અરણ્યના અરબોએ કહ્યું છે કે અમે ઇમાન આણ્યું છે......હજી ઇમાન તમારા અંતકરણોમાં દાખલ થયુ નથી. (હોજારાત–૧૪)

હે આશ્ચર્યના સમુદ્રમાં તણાતા વીર નરો ! તમો જમાતખાનું શબ્દ એક તરફ એક ભાવમાં વાપરો છો, ત્યારે બીજી તરફ પ્રાર્થનાનું મંદીર કહો છો. જમાતોને પ્રાર્થના કરવાનું એક ઘર એટલેજ જમાતખાનું. જે ઠેકાણે પ્રાર્થના, ધર્મક્રીયા, અને જમાતને લગતો વહીવટ પૂર્ણ થાય તેને જમાતખાનાના નામને શોભાવે તેવું અનુપમ નામ એટલા માટેજ આપવામાં આવ્યું છે. જ્યાં પ્રાર્થનાનો સમાવેશ થાય છે, ત્યાંજ જમાત વહીવટનો પણ સમાવેશ થાય છે. તેથી તો તેનું નામ જમાતખાનું છે. જે ઠેકાણે પ્રાર્થના થતી હોય, તે ઠેકાણે ધર્મ સીદ્ધાંત માફક ક્રીયા કરવી, એ શું એબ ભરેલું દીસે છે ? અને જમાતોને જમા થવાનું જે મકાન ત્યાં જમાતી વહીવટ થતો હોય, તે

દેખી હસદપણું આવે છે? મારા વ્હાલા મીત્ર ! સજ્જન પુરૂષને ન્યાયપુર્વક સમજવું જોઇએ કે દરેક ધર્મના અનુયાયીઓ પોતાના પ્રાર્થના મંદીરમાં ધર્મને લગતી જે કાંઇ ક્રીયા હોય, તે આનંદ સહીત ઉજવી શકે છે.

જુઓ ! મસ્જીદ, એક ઇબાદતનું મકાન છે, છતાં તે જગાએ પણ મરણની ક્રીયા એટલે મોલુદ પડવામાં આવે છે. તેમ તે જગાએ પણ ધર્મદાનના ફાળા અપાય છે. એટલુંજ નહીં પણ ઇસમાઇલીઓથી છુટા પડેલા બંધુઓ આપણીજ માફક કપડા, દાગીના અને ફરનીચર વીગેરે મરનારનાં રૂહના સવાબ અર્થે અર્પણ કરે છે, અને તે જમાત સમક્ષ ત્યાંજ વેચી, નાણા મસ્જીદ ફંડમાં જમા કરે છે. તેથી ખોટું શું હોઇ શકે! કંઇજ નહીં. અમો તમોને એ બતાવવા માંગીએ છીએ કે મસ્જીદ એ ઇબાદતે અલ્લાહનુ એક "વકફ" મકાન છે. તેને કંઇ બાલબચ્ચાં નથી. તેને કંઇ વીદેશમાં સફર કરવી પડતી નથી. તેને કંઇ ઇસ્લામના માટે ઇશાયતના કામમાં ખરચવુ પડતુ નથી. તેને કઇ ઓધડો, કે આલીમોને આપવું પડતુ નથી. છતાં વારસીક લખો રૂપીયાની આવક હસ્તી ધરાવે છે. અને ઘણા સખી ગૃહસ્થો મસ્જીદને મકાનો વાડી વજીફાઓ, કે નાણા અર્પણ કરે છે. અને તેમ અર્પણ કરનારાઓનો જમાત ઉપકાર માની સ્વીકાર કરે છે. તે નાણાં બેંકોમાં લાખોને હીસાબે મસ્જીદ માટે જમા કરવામાં આવે છે. જે નાણાં જમાતના સખી ગૃહસ્થો અને મકાનોના ભાડાથી આવતી આવકનો પ્રવાહ ચાલુજ છે તેથી શું આપણે તેવો વહીવટ કરનારાઓને ઇસ્લામ વીરૂધનો વહીવટ છે, એમ કહી શકશું? તો પછી જો આપણે તેઓને ગેરવાજબી કૃત્ય કહેવાને બહાર પડીએ તોજ ઇસમાઇલી જમાતનાં કાર્યકરતાઓ ગેરવાજબી વેચાણ કરતા અને પૈસો જમા કરતા અટકાવવાને સલાહ આપી શકીએ.

વ્હાલા બંધુઓ! તમો એ પણ માની બેઠા છો કે જેઓ ધર્મથી પોતાને પવીત્ર બનવા ઇચ્છા રાખે છે અને પોતે અમુક કર્તવ્યથી ગુનાહનું મારીપણું સમજે છે, તેના માટે રાત દિવસ કોશીશ કરે છે, અને ધાર્મિક કાર્યો પુરાં કરે છે, જેમકે હજ, રોજા, નિમાજ, અને ઝકાત નીયમીત આપી પોતાની ફરજ અદા કરે છે, તેઓ શું બેફીકર બની જાય છે? અને તેથી કરી તેની સંસકૃતી અને ચારીત્રપણું ઓછું થઇ જાય છે અને તેઓ પોતાને પવીત્ર માની અપવીત્રતા તરફ પ્રેરાય છે. અને તેઓ પવીત્રપણાને તીલાંજલી આપે છે? જેઓ ઇમામ હુસેન અલેહીસલામના ગમમાં આંસુ પાડી અજીમ સવાબ સમજનારાઓ પણ બેફીકર બની અચારીત્રવાન બનતા નથી, કારણ

કે મનુષ્ય વાસનાનું પુતળું છે. જગતની વાસનાના સમુદ્રમાં તેનો નિવાસ છે. તો પછી તેમાં નહીં ડુબી મરે. એવું માની શકાયજ કેમ? તેથી શ્વાસો-શ્વાસ ઇશ્વરી પ્રાર્થના અને સચારિત્રવાન થવા માટે હરવખતે જાગૃત રહેવાનું અમારા પીરોએ તે માટે બોધ આપ્યો છે, માટે અમારા સારૂ તે બારામાં તમારે નચીંત રહેવું.

નિયમ ૧૭ પાનું ૬૮ ના જવાબમાં અમારે એટલુંજ કહેવાનું રહ્યું કે જો તેવી ઇચ્છા ધરાવનારા હોય અને જેઓના વાલી વારસોના રૂહની મગફેરત માટે દુવા ચાહવા માટે અથવા ઇરમે આઝમની દુવ.ના સવાબનો હિસ્સો લેવા માટે અમારા અમીરૂલ મોમનીન ઇમામે ઇન્સ વલ જીન શરીફુલ કુરઆનની પાસે કોઇ હાજત થાય અને દુવાની ઇચ્છા રાખી, તેઓના સવાબને માટે કોઇપણ રકમ કદમ પર ધરે, તો તે રકમ મુકરર કરેલા અમલદાર મારફતે મુકવામાં આવે તો તેમાં ખોટું શું હોઇ શકે? ઇમાનદારો ખાત્રીપૂર્વક ઇમાન રાખનારા હોય છે કે, તે જનાબની દુવા અરશે અઝીમ સુધી મકબુલ થાય છે. તે ઇલ્મે લદુનીના જાણકાર છે. તો પછી તેમની દુવા મકબુલ થાય, એવું માનનારનેજ તે કર્તવ્ય કરવાની છુટ હોય છે. ઇસ્લામીઓ સ્પષ્ટ શબ્દમાં કહે છે અને માને છે કે, ઓલીયાઓની દુવા ખુદાની દરગાહમાં મકબુલ થાય છે, તો પછી અમારા ઇમામની દુવા મકબુલ ન થાય, એમ અમો ઇમાનદારો માની શકીએજ કેમ? હા, જેઓ ઇમાન લ.વ્યા નથી, જેને ઇમાન નથી, જેઓ સમજ્યા નથી, જે અજ્ઞાત છે, તેઓ તમારી માફક સમજે તો બનવાજોગ છે.

હે દયાના દેવતાઓ! જે શખ્સો ઇલ્મે રૂહાનીનો પાવર મેળવવા માટે અને જેટલે દરજ્જે જવાની તેની હેસીયત હોય, તેટલાં પ્રમાણમાં યથાશકિત ઇમામને અર્પણ કરી, ઇલ્મે રૂહાની હાંસીલ કરે, એના માટે તમોને જરૂર દયા આવવી હોવી જોઇએ. ૨૫૦૦, અને ૫૦૦૦, તે તો ખાકી વસ્તુ છે, અને દુન્યાવી વસ્તુ છે. પણ આ વસ્તુ એવી છે કે જેની કીંમત કીયા શીવાય બીજો કોઇ આંકી શકતો નથી. મ્હોડેથી તમો 'ઇસ્લામ ઇસ્લામ'નો દાવો કરો છો? એક સાચા ઇસ્લામી તરીકે શુ તમો એટલુંય જાણતા નથી કે 'પયગમ્બર સાથે ખાનગી વાત કરવા ઇચ્છતા હો, ત્યારે તમારી ખાનગી વાત અગાઉ સદકો (દાન) આપો, આ તમારે માટે વધાર સારૂં અને વધારે પાકીઝા છે." ખાનગી વાતના ખુલાસા માટે જ્યારે રકમ આપવાની ઇસ્લામી આજ્ઞા છે, તો ઇલ્મે રૂહાનીની પ્રાપ્તી અર્થે કંઇએ ન ખર્ચવું? જડબુધ્ધીઓનીજ એવી માન્યતા હોય. એ માન્યતા તમોને મુબારક, પરતુ જેઓ પોતાની આત્મિક ઉન્નતી ઇચ્છે છે, તે આ તમારા

જુદાયગીથી ડગનાર નથી. ઇસ્લામી શિક્ષણનાં દંભી આશક! શું તમો જાણો છો કે "તમને કદિ ભલું મળશે નહિ, ત્યાં સુધી કે જે ચીઝનો તમને પ્યાર છે, તેમાંથી તમે કંઇ દાનમાં ખર્ચો અને જે કંઇ ચીઝ તમે દાનમાં આપો છો તે ખરેખર ખુદા જાણનાર છે?" અર્થાત 'વ્હાલુ તે અલ્લાહનું' છે, એ તમે ભુલી ગયેલા લાગો છો અન્યથા ધન જેવી નજીવી વસ્તુ તમારી નજરમાં મ્હોટી દેખાતે નહિ, ખુદાની ખુશનુદી માટે લોકોએ અને બાદશાહો-એ રાજ્યનાં રાજ્ય તજી દીધાં છે. એટલુંજ નહીં પણ હઝરત ઇબ્રાહીમે ખુદાની ખુશનુદી માટે પોતાના વ્હાલા ફરજંદને પણ વ્હાલો ગણ્યો નહીં તો જેઓ આખરતની ઇચ્છા રાખે છે, તેઓ માલની કીંમત ગણેજ કેમ?

પણ તમારા જેવા દુન્યાવી વસ્તુ પર મોહીત થએલાને તેવી વસ્તુ ખુદાઇ રસ્તે વાપરવાને મહાન ગણાય, તે અમો ના પાડી શકતા નથી. જેમ ઇસ્લામમાં મક્કે જઇ હજ કરવાનું ફરમાન કુરઆને શરીફમાં છે. અને હજના કાનુન માફક દર વર્ષે લખો માણસોની હારમાળા, નીયમીત રીતે હજ કરે છે. તેમ નીયમીત રીતે હજ કરી, અનંત, મુસલમાનો મુલ્કે બકાની સફર કરી ગયા છે, અને તે રિવાજ શરીયતના કાનુન માફક તા કયામત ચાલુજ રહેનાર છે. હજ એક શરીઅતી તરીકો છે. તમારા જેવા અંધ શ્રદ્ધાળુઓ હજની ક્રિયામાં રહેલી આંતરિક ભાવના ન સમજી શકે તો તેમાં નવાઇ નથી. નાસર ખુશરૂના એક મિત્ર હજ પડી આવ્યા પછી ત્હેને પુછેલા પ્રશ્નોતરીથી તમો વાકેફ હતે તો તમો એ સવાલો ઉઠાવતે નહીં સુફી સંત હઝરત બાયઝીદ બુસ્તામીએ હજજે જતા હાજીઓને મક્કે જવા વગર પોતાના આજુબાજુ તવાફ કરવી રૂહાની પાવરથી હજ કરાવ્યો હતો, એ બિના જગતમાં મશહુર છે. ઇસ્માઇ-લીઓ હકીકતી છે એટલે સુફીઓ પેઠે અંદરના મગજને તેઓ સારી રીતે પીછાણે છે બાકી ઘાંચીના બેલના જેમ આંટા ફરી મન તોરા હાજી બગોયમ તુ મરા હાજી બગો પ્રમાણે હજ કરવાથી કાંઇ વળી શકે નહીં અને ઇસ્લામી હજના સિદ્ધાંતની મુળ નેમ બર આવી શકે નહીં.

ઇસ્માઇલીઓ હકીકતી છે. એટલે "ઇમામની મુંગે મ્હોડેની તાબેદારી" એ એકજ ઇસ્માઇલી મઝહબનો ઉસુલે દીન છે. તેથી ઇમામની બૈયત લેનારાઓ પછી નાના હોય યા વૃદ્ધ હોય તેઓએ ઇલ્મે રૂહાનીયતને માટે દરેકે દરેક કોશીશ કરવાની ફરજ રહેલી છે. તે હીસાબે ઇસ્માઇલીઓ દર વખતે ઇલ્મે રૂહાનીયતના પાવરને હાંસીલ કરવા ઉત્સાહભેર ઇચ્છા ધરાવે છે. અને તા કયામત સુધી એ સીલસીલો જારી રહેનાર છે. તેથી બચપણ ઇસ્લામી આલિમ

અમારા નેક પગલાને ગેરવાજબી સમજે એવું અમારૂં માનવું નથી. હાં તમો ઇસ્લામીઓને અમારા વીરૂધ દોરવવાની પઓરવી રચી ફુંકથી ખુદાઇ જોત ઓલવવાનાં ફાંફા મારો છો. છતાં તમો તેમાં ફળીભુત થઇ શકશો નહીં. તેની ગવાહી ખુદા કુરઆનથી આપે છે.

યુરીદુના લે યુત્ફેઉ નુરલ્લાહે બે અફ્વાહેહિમ વલ્લાહો,
મોતિમ્મો નુરેહિ વલવ કરેહલ કાફેરૂન.
(સુરતુસ્સફ આયત ૮.)

અર્થ:—તેઓ ઇચ્છે છે કે તેઓ ખુદાનાં નુરને પોતાના મ્હોં વડે ઓલવી નાંખે અને અલ્લાહ પોતાના નુરને સંપૂર્ણ કરનાર છે, જો કે કાફરો તેનાથી નારાજ હોય

નુરે ખુદા હય કુફ્રકી ઝુલ્મત પે ખન્દાઝન,
ફુંકોસે યેહ ચિરાગ બુજહાયા ન જાએગા.

વળી ૬૯ પાને ૧૦ મા નિયમનો જવાબ અમો એટલા માટે આપીએ છીએ કે, તમારે સમજવું જોઇએ કે, જેઓ પોતાના બચ્ચાંઓને ઇમામના કદમમાં અર્પણ કરે છે. તેઓનું જીગર, ઇમામના પ્રેમથી કેટલું બધું રેબ ઝેબ હોય છે? શું તમો એક મનુષ્યની કીંમત રૂપીયા ૫૧ સુધી પણ આંકતા નથી? એક મનુષ્યની કીંમત લાખો રૂપીયા આપતાં પણ મળી શકે નહીં. તેવા પોતાના વ્હાલા ફરજંદને ઇમામના કદમપર ધરે છે, તે શું નાની સુની ઇમાનદારીનું સ્વરૂપ છે? છતાં અમારા ઇમામ તે ભેટ સ્વીકારવા બદલ ફકત રૂા. ૫૧ા લઇ તેના પીતાને સુપ્રત કરે છે. એટલુંજ નહીં પણ કાઉન્સીલના અમલદારોને એ.છામાં ઓછા સવા પાંચ આના સુધી લઇને સુપ્રત કરવાની ભારપુર્વક આગ્રા સાથે ફરમાન કરે છે. તે શું તે જનાબની દુન્યાવી લાલચ પુરૂ કરવાને પુરતી છે? અને એ કલમથી એમ સાબીત થાય છે કે આ કલમથી વધુ નાણા મેળવવાની એક બાજીવાળી કલમ છે?

મારા અજ્ઞાત મીત્ર! શું તમો આજ દિન સુધી એમ માની બેઠા હતા કે, અમારા આકા અને અમો બન્ને વચ્ચેનો સબંધ છુટો છવાયો છે, અમારો સંબંધ આ દુનીયામાં તો શું પણ કયામતના દિવસે તેમની સફમાં અમો ઉભા રહેવાને ભાગ્યશાળી થઇએ તેવો ધાર્મીક સંબંધ છે અને તે સંબંધની રૂએ અમો તેવણુને ઇશ્વરી સત્તાના મહાન પાવર રૂપ માનીએ છીએ. તેથી શું તમો અજ્ઞાત હતા ને હવે જાણી તમો આશ્ચર્ય પામ્યા છો? તમો અમોને

ગરીબ સંબોધવાની શું સત્તા ધરાવો છો? જેઓના દિલ ઉદાર છે, તેને કોણ ગરીબ કહી શકશે? છતાં તમારી અદેખી આંખથી અમોને ગરીબ સમજતા હો, તો તેમાં અમો ખોટું લગાડતા નથી, કારણ ખુદાની નજદીકમાં ગરીબી એ કંઈ ગુનાહ નથી.

"ખબરદાર" તમો દરેક વિશેષણો આપો. તેમાં અમો નારાજ નહીં થતાં ઉદાર દીલે માફ કરીએ છીએ, પણ અમોને તમારા ધર્મબંધુ કહેવાનો અધીકાર અમો તમોને આપવાને તીરસ્કાર સાથે ના કહીએ છીએ, કારણ કે અમારો ધર્મ "સિરાતલ મુસ્તકીમ" યાને સત્ય રસ્તો અને કયાં તમારૂ ઇમામ અત્યેના અભાવનું વલણ? કયાં અમારી ઇમામની જોતી ઉપર કુરબાન થવાની લાગણી અને કયાં તમારી ઇમામની જોતીને મીટાવવાની લાગણી? કયાં કમ્બર અને કયાં ઇબ્ને મુલજીમ? કયાં હુર ને કયાં શીમર? કયાં અસરાફીલ ને કયાં અજાજીલ? કયાં નાર (જહન્નમ) અને કયાં નુર? કયાં ખાર (કાંટાઓ) કયાં ગુલશન? કયાં જન્નત અને કયાં જહન્નમ? તેઓમાં જેટલો ફરક હોય, તેટલો તમારામાં અને અમારામાં ફરક છે, તેથી અમો તમોને ધર્મબંધુ તરીકે સ્વીકારવાની સાફ ના પાડીએ છીએ. છતાં અમો તમોને એક આદમ પુત્ર તરીકે આદમબંધુ સ્વીકારવા આનંદ સહીત ખુશી છીએ.

મારા મીત્રો! તમો અમારી માનસીક દશાના પારેખ બની તમારૂં ડહાપણ કલ્પનાના ઘોડાને હસદના મેદાનમાં દોડાવી, અમને ગુલામીના બંધનમાંથી છોડાવાનો હોંસલો ધરાવો છો, એ વાંચી અમને તમારા પર ખડખડ હસવું આવે છે, તે એટલા માટે કે જેઓ પૈસા આપી મનુષ્યને વેચાણ લે છે, તેજ ગુલામીનો પેશો ગણાય છે, પણ જેઓ તે નામદારના તા કયામત સુધી એક બાળક તરીકે તેના શરણમાં જાય છે, અને તેઓને અર્પણ કરાય છે, તેને પણ ઓછી કીંમતે બક્ષીશ કરી દેવામાં આવે છે, છતાં તમો ભૂતકાળના ગુલામીના સ્વપ્નામાં સંડોવાયાજ કરો છો. અને તેના તમોને ભણકાર ભણકારાજ આવ્યા કરે છે. તેથી તમારી હાલત ઉપર હસવા સાથે અફસોસ છુટે છે.

[નંબર ૧૦ પાનુ ૬૫ ના જવાબમાં અમારે દીલગીરી સાથે સ્ફોટ કરવાની ફરજ પડે છે કે, જે કોઈ પોતાની મીલકત કે જેનો વાલી વારસ નથી હોતો તેઓજ તેવુ વીલ કરે છે, અને જેઓને દુરના સગા ઉપર વિશ્વાસ નથી હોતાં, તેવાઓજ તેવા વીલ કરી જાય છે અને તેવા વિલો વકીલ મારફતે અને પંચ મારફતે કરી પોતાની સહી સશુદ્ધીથી કરે છે.

મનુષ્યની અંતકાળની હાલતમાં તેના સગાવ્હાલા સિવાય બીજાઓ કોઇ હાજર હોતા નથી. છતાં જો તેઓ હાજર હોય પણ તોપણ તેની બેશુધ્ધીમાં થતાં તેવા વીલો વકીલ ને પંચો તેમાં સાઇન કરે, તે કાયદા વીરૂધનું ગણાય, તે ધારાશાસ્ત્રીઓ સારી રીતે સમજે છે. તેથી તેવા વીલોમાં ધારાશાસ્ત્રી સંમતી આપી કાયદાની ચુંગાલમાં આવેજ નહીં. તેથીજ અમો હીંમત સહીત કહીએ છીએ કે, તમારૂં ધૃષ્ટતાભરેલું લખાણ હળાહળ જુઠાણાથી ભરેલું છે. જેઓ વીલ કરે છે, તેઓ પોતાના સગાવ્હાલા ને લાગતાવળતાને અમુક રકમ આપીને તેઓને સંતોષીને વીલ કરે છે. પણ મહુંમના જે સગાવ્હાલાં મહુંમને સંતોષકારક નથી લાગત્તાં તેઓનેજ બાકાત રાખે છે અને તેવા વીલો ફક્ત ઇસમાઇલી જનતામાં થાય છે તેમજ નથી પણ ઇસ્નાઅશરી જનતા અને બીજી દરેક કોમો લાખોની ચેરીટોના વીલો કરી ધર્માદા ખાતર આપે છે અને તેવાં વીલો કાયદાની નજરમાં વાજબી હોવાનુ સ્વીકારાય છે. જો કે હરામ ખાનારાઓ તેવા વીલથી નારાજ થઇ, અમાનુષી પગલાં ભરે છે, છતાં કાયદો તેને મદદ આપતો નથી અને જે કોમે જે ધર્માદામાં જે ટ્રસ્ટીઓ હસ્તક અથવા વ્યકતી હસ્તક પોતાની મુકેલી મીલકત સુપ્રત કરે છે, તેનો કાયદેસરનો હક્કદાર તેજ ઠરે છે અને તેને પોતાના કબજામાં લેવા તેવી વ્યકતી કે ટ્રસ્ટીઓ બહાર પડે તેમાં ખોટું શું હોઇ શકે? અમો જાણીએ છીએ ત્યાં સુધી ઘણા પીતાઓએ પોતાની બહોળી આલ ઓલાદ છતાં લાખો રૂપીયાની રકમો ધર્માદા ફંડમાં ઉદાર દીલે આપી છે. તેથી શું ધર્મના કાર્યવાહકો જુલમી માની શકાય? હા! તમારા જેવા કાયદાને શરણે જતા હડધુત થયા હોય, અને તેથી તમો આવા રિવાજને જુલમી માનતા હો, તેથી જગતજનોમાં તેવો રિવાજ જુલમી સાબિત થતો નથી. તમો શું એમ સમજો છો કે અમારા બાંધેલા કાયદાઓથી સરકાર પણ દોરવાઇ તેને સમંતી આપી શકે? કદી નહીં. કાયદા વિરૂધનો કોઇપણ નિયમ અમલમાં મુકવાને કોઇબી રાષ્ટ્ર કે પ્રજા કે વ્યકતી હિમત કરી શકેજ નહીં. તો પછી અમારા નિયમો તો ગેરકાયદેસરના છે, તેને અમલમાં મુકવામાં આવે છે, એમ તમો કહીને સરકારને અન્યાયી ગણવા અને અમોને અજ્ઞાન ગણાવવાની હીમતી કરો છો, એમ નથી ઠરતું?

મારા વ્હાલા મીત્ર! નિયમ ૧૨૯ પાનું ૪૫ તેના જવાબમાં જણાવું બસ થશે કે જે કોઇ ઇસમાઇલી મઝહબમાંથી અ- વ્હેવારીક, ધાર્મીક તેમ સામાજીક સબંધે સદાને માટે છુટો ક

વીખુટા પડયા હોય તેઓ ઇચ્છાપૂર્વક સમજી સોચીને અમારાથી છૂટા પડેલા છે. તેઓને અમારી ધર્મક્રીયા અથવા સમાજથી વિરૂધ્ધની પોતાને મનગમતી ક્રીયાઓ અને ટોળું પસંદ આવવાથી અમારેથી ફીનારાકશી કરી છે, અને અમારેથી સગપણનો રીસ્તો સદાને માટે તજી દેવામાં મગરૂરી માની છે. તેવાઓને અમારી મરણ વખતની ધાર્મીક ક્રીયામાં અથવા વ્હેવારીક લગ્નગાંઠના ઓચ્છવમાં નેતરવું, તેજ અમારી બેવકુફીનું પગલું માની શકાય, અને તે માટે એવી અર્ધદગ્ધ વ્યકતીઓ પોતાને હીણપત ભરેલું પગલું નહીં ભરે, એ સારૂ અમારી ધારાપોથીમાં આ કાયદો આમેજ કરવામાં આવ્યો છે. જો તેઓ અમારી સાથે પ્રેમભરી રીતે અમારા સમાજને અને ધર્મને વધારી લેનારા હતે તો તેઓ હરગીજ અમારેથી છૂટા પડવાનું ઉછાછળું પગલું ભરતેજ નહીં. પણ તેઓનો અમારા ધર્મ પ્રત્યેનો અભાવ અને અમારા પ્રત્યેનો અભાવ એવું કૃત્ય સાબીત કરી આપે છે. તો પછી અમારાપણું તજી તેઓને અમારા સ્નેહીઓ ગણવાનું મૂર્ખપણું હાંસીલ કરતાં અટકાવવા માટે આવો કાનુન અમારી ઇસ્માઇલી જનતાએ પોતાના સ્વમાન અરથે ધારાપોથીમાં આમેજ કર્યો હોય, તો તેમાં ખોટું શું હોઇ શકે? તે અમો સમજી શકતા નથી.

મીત્ર! અમારા સ્વમાનને હાની પહોંચાડનારાઓને તેના કૃત્યની સજા આપવા માટે અમોએ ઉપરનો કાનુન ઘડયો હોય તો તેજ અમારૂં ડહાપણ ભરેલું પગલું કોઇબી વીદ્વાન માની શકશે, છતાં તમારી કમળાવાળી આંખ તે કાનુન યોગ્ય નથી એવું ધારવાને પ્રેરાય તો અમો તમારા માટે શું વિચાર બાંધીએ? તે કલ્પવું અમારી શકતીની બહાર છે

મીત્ર! નિયમ ૧૭૧ પાનું ૪૬ નો જવાબ ઉપરનોજ છે, પણ તેમાં ...ારાના શબ્દો એટલાજ ઉમેરવા બસ થશે કે મૈયતના વાલી વારસો અશક્ત ...ી તો અને કાઉન્સીલને તેવા ખરચ કરનારાની હાલત ઉપર વિચાર કરતાં ...શકત જણાશે તો અમારી ઇમામી સરકારે ઉદાર દીલે પોતાની ...ંથી ખરચ આપવાની ખુશી બતાવી છે. તે જોઇ અમો અનંત ...એ છીએ.

...પ ૧૭૩ પાનું ૪૭ નો નિયમ પણ અમારી પ્રતીષ્ટાને માટેજ ઘડવામાં ...ને તેનો જવાબ પણ ઉપર વીગતવાર આપવામાં આવ્યો છે તેથી ...ોને આપવી અમો યોગ્ય ધારતા નથી.

હે ભાઇ! નિયમ ૧૪૫ ને પાનું ૫૦ માં જે કાનુન ઘડવામાં આવ્યો છે, તે એટલો બહોળો વિચાર કરીને ઘડવામાં આવ્યો છે કે અર્ધદગ્ધ વ્યક્તીઓ છુટા પડેલાના ભોગ ન થઇ પડે અને સામાજીક બંધારણને હાની ન પહોંચે. તેમજ તેઓ ખોટાં વાતાવરણથી દોરવાઇ અમારી ઇસ્માઇલી જનતામાં સડો ન ઘુસાડે તેના માટે વાજબી ઘડવામાં આવ્યો છે અને તેવા કાનુનો દરેક રાષ્ટ્રની પ્રજા અને સામાજીક ગ્નાતોની કાયદાપોથીમાં આમેજ થએલા તમો જોશો તો મળી આવશે. પણ તમારે તેવું સમજવાની ફુરસદ કયાં છે? તમારે તો જગતની નજરમાં ઇસમાઇલી કાયદાઓ તમારા ડહાપણ અનુસાર નથી, તેજ બતાવવાનાં ફાંફામાં રાત દિવસ વ્યતીત કરવાં છે, એટલે આંધળા આગળ આરસી જેવી તમારી સ્થિતિ સાફ દેખાઇ આવે છે.

એ માનુષી મંત્ર જપનારા મીત્રો! તમો આટલા વરસ ઇસમાઇલી જનતાની સાથે રહ્યાં છતાં તમોને એ પણ ભાન નથી કે ઇસમાઇલીઓ અમારા આકાને મઝહરે ઝાતે ખુદા એજ લોકો માને છે કે જેઓ મારફતને દરજ્જે પહોંચ્યા હોય. ઇમામ એ લોકો માને છે કે જેઓ હકીકતને દરજ્જે પહોંચ્યા હોય. અને પીર એ માને છે કે જેઓ શરીયત અને તરીકતને રસ્તે સડસડાટ ગમન કરતા હોય. ઇસ્માઇલી જનતાની અંદર આવા ત્રણે માન્યતાના [illegible] હસ્તી ધરાવે છે. કોઇ અમારા મૌલાને મઝહરે ઝાતે ખુદા સમજે છે, તેમજ ઘણા મેમ્બરો તેઓ નામદારને જમાનાના હાદીયુલ મેહેદી ખલિફતુ-ર્રેહમાન સમજે છે. તેમ કોઇ પીરો મુર્શીદ સમજે છે. આ ત્રણે માન્યતાવાળા રાત દિવસ હળી મળીને રહે છે. પણ આ ત્રણે લક્ષ્યથી બાજ આવનારાઓજ અમારા સમાજથી છૂટા પડયા છે, તેથી અમો તેઓને અમારા ખેરખાહ અથવા અમારી સાથે લાગણીવાળા હોવાનો સાફ ઇનકાર કરીએ છીએ. જો તેઓ ઇમામ કે પીરની પણ શ્રદ્ધા રાખતા હતે તો અમારાથી તેઓ હરગીઝ છુટા પડતે નહીં. શું તમો એમ માનો છો કે કયામતને દિવસે ન્યાય વખતે સગાવ્હાલાંઓ તમારી હીમાયત કરશે?

"તમોને તમારા સગાંવ્હાલાં અને તમારા છોકરાં કયામતને દિવસે ફાયદો કરશે નહિ." (કુરઆન કરીમ ૬૦—૩) "માણસો માટે સ્ત્રીઓ, અને છોકરા અને જથ્થાબંધ ભેગું કરેલું સોનુ અને રૂપું, અને સારા ચિન્હવાળા ઘોડા અને ઢોર, અને ખેતી એ સઘળા તરફની લાગણીનો પ્યાર શોભીત કરવામાં આવ્યો છે. (આનંદકારી લાગે છે) આ સર્વ દુનીયાની ઝીંદગીની સામગ્રી છે, પણ પાછા જવાને ઉત્તમ જગ્યા ખુદા પાસે

કરીમ ૩-૧૪) "ખરેખર જેઓ કાફર થયા છે, તેઓની ઉપરથી તેમની મિલ્કત તેમજ તેમના છોકરા છેવા ખુદાની સિક્ષાનો કંઈ ભાગ દુર કરશે નહિ, અને તેઓ આગનું બળતણ છે" (કુરઆન કરીમ ૩-૧૨)

આ ઇલાહી આજ્ઞા લક્ષમાં રાખી સબંધ રાખવો કે કેમ તેનો ન્યાય તમો પોતેજ કરી લ્યો, એવી અમારી અરજ છે. વળી જ્યારે સંસારીક રીતે કુદરતે સંબંધે જોડયો છતાં પણ અમારો સબંધ તેઓને ઝેર મીસાલ લાગ્યો, તો પછી અમોને તેઓ માટે કેટલું માન હોય શકે તેનો ઇન્સાફ સમજદારોને સોંપીએ છીએ. શું તમો એમ માનો છો કે અમારી મૈયતમાં અમારા મીત્રમંડળ, સંબંધી, મુગલ, મુસલમાન, કે હીંદુ, કે પારસી નથી આવતા? તેમ અમે તેઓને ત્યાં દિલસોઝી માટે નથી જતાં?

અમો વેપારી પ્રજા હોઇને અમારો સંબંધ ઘણી જમાતોથી અને ઘણી કોમોથી હસ્તી ધરાવે છે તેથી અમો અને તેઓ અમારા સારામાઠા વખતે તેઓ હાજર થાય છે. તેમ અમો પણ હાજર થઇએ છીએ. મનુષ્યપણું શું છે? તે તમારા કરતા અમો વીશેષ જાણીએ છીએ. તમો જો મઝહબે ઝાતે ખુદા કહેવા માટેજ નિકળી ગયા હો ને ઇમામ માનતા હો, અથવા પીર માનતા હો, તો પણ અમારા કોમી બંધુ તરીકે તમારી સાથે વ્યવ્હાર રાખવાને માટે આંચકો ખાઇએજ નહીં, તેમ તમો અમારેથી છુટા પડતેજ નહીં.

મિત્ર! તેઓ અમારાથી છુટા પડયા તે આર્થીક ઉન્નતીને માટેજ છુટા પડેલા છે અને તેઓની આર્થીક ઉન્નતી કેટલી હદે પહોંચેલી છે, તેનો તોલ કરવાને અમો તમોને સોંપીએ છીએ. તેઓ જો અમારા મૈયતમાં આવે, તો અમારા આકાએ નામદારને એક પાઇની પણ આર્થીક નુકસાની હોય શકેજ નહીં પણ અમારા રીવાજની માફક તે વખત અનુકરણ કરતા ઉલટો આર્થીક લાભ થવા સંભવ છે. છતાં અમો એવા લાભને તુચ્છકાર સાથે ન સ્વીકારવામાં ફખરી માનીએ છીએ, છતાં તમો ચોર કોટવાળને દંડે, તેવો ઉંધો અર્થ કરવા કયા મહેતાજીએ શીખવ્યું છે? તે અમો સમજી શકતા નથી.

વિદ્વતાના ફાંકો ધરાવતા મિત્ર! 'સુલેહનો ભંગ થવા માટે' શબ્દ એટલા માટે ઉમેરવામાં આવ્યો છે કે, તે મૈયતનો સગાઓ કબરસ્તાનમાં આવી, તલકીન અને ગેર ઇમામોના નામોની ગેર ક્રીયા કરાવવાને માટે પોતાના ભગતાવગતાઓને ઉશ્કેરવા પ્રેરાય નહીં, તે માટે ઉપરનો કાયદો અસ્તીત્વ ભગવે છે. જો કે તેની બાબતો અનુભવસીદ્ધ થએલી છે અને ઇઝાજતથી ...ચલાવી લીધા બાદ આ કાયદો હસ્તીમાં આવવા પામ્યો છે.

કારણ કે આપસમાં ધાર્મીક મતભેદથી એક બીજાની લાગણીને આઘાત ન થાય તેવા હેતુ સારૂ આ કાયદો આમેજ કરવામાં આવ્યો છે. તેથી એમ નથી કહેવું કે મનુષ્યપણું બાજુમાં રાખીને આ કાયદો હસ્તીમાં આવેલો છે. જો તમારી આંખે તેમ દેખાતું હોય, તો પછી તેમાં અમો કસુરવાર નથી, પણ તે તમારી દ્રષ્ટીનીજ કસુર હોઇ શકે.

પાનું ૯ નિયમ ૨૮ ની માફક અમારાથી છુટા થઇ ગએલાઓની ધારા-પોથીમાં પણ કાયદો હસ્તી ધરાવે છે. તેની સાબીતી ઇ. સ. ૧૯૦૮ માં ઇસ્નાઅશરી ટોળાંના કેટલાક મેમ્બરો બહાઇ હોલમાં સંવાદ કરવા જતાં અમલમાં આવ્યો હતો. કેટલાક ઇસ્નાઅશરી મેમ્બરોને ઇસ્નાઅશરી મેમ્બરોના લીસ્ટમાંથી બહાઇઝમના ધર્મ સીદ્ધાંતના ભયથી અને પોતાની જમાતમાં તેવો સડો નહીં ઘૂસે માટે (સાત કે આઠ શખ્સને) રદ બાતલ કરવામાં આવ્યા હતા, એટલુંજ નહીં પણ તેઓથી સદાને માટે બોલવું ચાલવું સુદ્ધાં બંધ કરવામાં આવ્યું હતું, કારણ કે તે એક એવું પગલું હતું કે જો બાર માસ સુધી બહાઇઝમના સીદ્ધાંતનો પ્રોપેગંડા ઇસ્નાઅશરી જનતામાં ચાલુ રહેતે, તો અમો માનીએ માનીએ છીએ કે અર્ધો અરધ ઇસ્નાઅશરીઓ બહાઇઝમ સ્વીકારી લેતે. તેના માટે જમાતના અગ્રેસરોએ તાત્કાળીક પગલાં લઇ તેઓને જમાતથી હંમે માટે છુટા પાડ્યા હતા. જો તેઓએ અમાનુષીક પગલું ભર્યું, એમ તમો કહેવ માંગતા હો, તો પછી તમો અમોને પણ કહેવાને માટે તત્પર થાઓ, એ બનવા જોગ છે. છતાં તમો જ્યારે જમાતના કાનુનો શું હોય છે? અને શા માટે હોય છે? તેનું ભાન સુદ્ધાં ધરાવતા ન હો, તો તમારા માટે અમોને તમારા હાલ ઉપર દયા આવ્યા સીવાય બીજું શું હોઇ શકે? પછી ભલે ત તમારા ડહાપણ વડે અમોને અથવા અમારા આકાએ નામદારને ચાબખા કે બીજા વિશેષણો આપી, તમારા દિલનો ગુબાર હલકો કરો, તેમાં અ તમારી દયા ખાવા સીવાય બીજું શું કરી શકીએ?

હે બીરાદરે મન! તમો કાઉન્સીલ કે જે એક ન્યાયખાતું છે, તેને અ અમોને કે અમારા નામવરને સ્હાય તેવી ઉપમા આપો, તેથી અ ચાબખાઓમાં આવી, અમારા આકાએ નામદારથી અણીશ્વાસુ માત્ર પણ આશા રાખતા હો, તો તેમાં તમે ખરેખર ઠગાઓ જમાતી કાનુનો અને ધાર્મીક રિવાજોનું પુર્ણ રીતે અવલોકન અમોએ અમારા આકાએ નામદારની અમારી માર્ગદર્શીતા પ્રેમ કરી છે, તેમાં તમારો વસવસો કોઇપણ રીતે કારગત થાય,

શૈતાની વસવસો જેમ કારગત નથી થતો, તેવી રીતે અમોને કારગત થઇ શકે નહીં. જેમ શૈતાન અર્ધદગ્ધ ઇમાનવાળાઓમાં ફાવી જાય છે, તેમ તમો અર્ધદગ્ધ ઇસ્માઇલીઓમાં ફાવી જાઓ, એ બનવા જોગ છે. તેથી અમોને તેઓના હાલ ઉપર દયા આવે છે, અને તેના માટે અમો ખુદાવંદે કરીમની દરગાહમાં અમારી રોજીંદી બંદગી વખતે દુવા ચાહીશું, કે યા ખુદા! તુ અમોને શૈતાનના વસવસાથી બચાવ-ઇનસાનના વસવસાથી બચાવ, અને તેઓના વસવસાથી બચાવ કે જેને આલે નબી ઔલાદે અલીની ઓળખાણુ નથી, તું તેઓથી બચાવજે જેઓ ફાતમી ઔલાદના હડહડતા દુશ્મનો હોય.

'ગાલિબ!' નસીબે દોસ્તસે આતી હય બુએ દોસ્ત,
મશગુલે હક હું બંદગીએ બુ તુરાબ મેં.

## તમારી માગણીની મૂર્ખતા!

(૧) અમોને અને અમારા બાપદાદાઓને અમારા પીરોએ હીન્દુ સીસ્ટમ માફક જેમકે રામચંદ્ર, ને કૃષ્ણચંદ્રમા ખુદાઇ જોત હતી. જે ત્રેતા જુગ અને દુવાપરમાં થઇ ગએલની માન્યતા અમારી રગેરગમાં પ્રસરી રહી હતી. તે આજે કળીયુગમાં હજરત અલી અલેહીસ્સલામમાં પૂર્ણ રીતે પ્રસરી રહેલી છે. કૃષ્ણચંદ્ર અને રામચંદ્ર પર તેમની કારકીર્દીમાં ઘણાં કલંકો તેઓના દુશમનો અને માનનારાઓની સમજથી મુકાએલા છે. પણ અમારા મૌલા હઝરત અલી અલેહીસ્સલામ જે પહેલા ઇમામ છે, તેઓ નિષ્કલંકી પણે પ્રગટ થયા છે,

નિષ્કલંક એટલે કલંક રહીત (માસુમ) પવીત્ર તેવી તઆલીમ અમારા પીરોએ આપી અમોને ઇસ્લામથી મુશર્રફ કર્યા તેથી અમો આજે સાચા ઇસ્લામાત તરીકે ખુદાઇ જોતીની પ્રાર્થના કરીએ છીએ, નહીં કે જીસમની . પછી અમોને અટકાવવાનું કારણ શું હોઇ શકે? શું તમો અમોને રશીદના વચનલોપી બનાવવા માંગો છો?

૨) શું તમો અમોને કુરઆનની વીરૂધ ચલાવવાની બાજી ' શું કુરઆનમાં ઇબાદતખાનાની તસ્વીર આપવામાં આવી ાફક અમો ઇબાદતખાનું બનાવીએ ને બંદગીએ કરીએ તોજ ગી મકબુલ થાય?

ાહેબ: તમો તો 'મસજીદ' અને 'નમાજ' શબ્દ લઇને દોડયા ાને અમારૂં જમાતખાનું નથી ગમતું, જરા માથું ઠેકાણે રાખી,

આ શબ્દોની 'ઈંદ્રજાળ'માં ન ફસાતાં ઇસ્લામના ગુઢ રહસ્યને તમો લક્ષમાં રાખતે, તો આવી માંગણી કરવા તમો કદી પણ બહાર પડતે નહિ મસજીદ બાંધી, બંદગી કરતી વેળાએ પોપટની જેમ પ્રાર્થના વિધીઓ લોકો પઢી જાએ છે, તેનાં મોહમાં તમો અંજાયલા જણાઓ છો. અજકાલ લોકો ઇસ્લામના મુળ રહસ્યને સમજવાં લાગ્યા છે, અને મૌલાના રૂમ્સે કહ્યું છે

અગર ન રૂએ દિલ અંદર બરાબરત દારમ,
મન ઇ નમાઝ હિસાબે નમાઝ ન શુમારમ.
ઝ ઇશ્કે રૂએ તો, મન રૂ બ કિબ્લે આવર્દમ,
વગર ન મન ઝ નમાઝો કિબ્લે બેઝારમ.

**ભાવાર્થ**:–જો મ્હારા અંતઃકરણમાં ત્હારા મુખની જોડાજોડ મ્હારૂં મુખ નમાજ ભણતી વેળાએ ન રાખું તો હું એ નમાજને નમાજના હિસાબમાં ગણતો નથી.

મ્હેં ત્હારા ઇશ્કમાં મ્હારૂં મુખ 'કિબ્લા' ભણી કીધું છે, અન્ય થા હું તો વગર પ્રેમ અને દીદારની નમાજ અને કિબ્લાથી બેઝાર છું.

તેમ આ હેતુ સાધવા તથા મૂળ રહસ્ય સમજવા પોતાની ભાષામાં બંદગી કરવાની ઉપયેગીતા માનવા લાગ્યા છે. અફઘાનશાહે પોતાના યુરોપના પ્રવાસ દરમ્યાન મુંબઇથી જતાં જુમા મસજીદમાં ફારસી ભાષામાં બંદગી પઢી હતી. તુર્કીએ પણ એક કમીશન નીમી ઉલમાઓને બંદગીનાં નિયમો (Principles) નક્કી કરવા કહ્યું હતુ, તેઓએ તર્કી ભાષામાં સંગીત સહિત બંદગી અને મસજીદના બાંધકામમાં પણ ફેરફાર કરવાની ભલામણ કરી છે. ઇસ્લામના દાવેદાર ભાઇ! તમારી નજરમાં અમારૂં જમાતખાનું ખૂંચે છે જરા આ બાજૂએ તો જૂઓ!!

(૩) શુ તમો અમોને ઇસ્નાઅશરી તઆલીમની જે સલાહ આપો તેમાં કયા ફીરકાના ઇસ્લામીઓની તઆલીમ લેવાની તમારી મતલબ શું ઇસ્નાઅશરી તઆલીમની તમારી ઇચ્છા છે?

"ગેર મુકલ્લીદ"ની તઆલીમ, નેચરીની તઆલીમ, કદીયાની તઆલીમ, સુફી લોકોની તઆલીમ કે ઇસ્લામમાં જુદા જુદા ફીરકા બીજાથી જુદા જુદા રિવાજો અને અકીદાઓ ધરાવે છે, તેમાંથી તમોએ પસંદ કરી છે? તે તમોએ જવાબની તસ્દી લીધી

તમારી શીખામણુ કબુલ માની શકાય. 'અકલે કુલને' 'અકલે જુજ' શીખામણ દેવા નીકળે એ કેટલું આશ્ચર્યભરેલું?

(૪) તમારી ચોથી માગણીથી તો અમોને સાફ માલુમ પડે છે કે, અમારા આકાએ નામદારને અમો મરજીયાત જે કાંઇ આપીએ છીએ, તે અટકાવી અમારો ધાર્મીક રીસ્તો સદાને માટે તોડવાની એક મહા પ્રપંચી જાલસાજી છે. તેનું કારણ એટલુંજ કે ઇમામોની જાહોજલાલી નહીં સાંખી શકનારાઓના લીસ્ટમાં તમારૂ નામ ઉમેરાય એવી તમારી ઇચ્છા છે.

**ઝાલેકલ્લઝી યો બશ્શે રૂલ્લાહો એબાદેહુ લ્લઝીના આમનુ વ અમલુ સ્સાલેહાતે. કુલ લા અસઅલોકુમ અલયહે અજરન ઇલ્લલ મવદ્દતા ફિલ કુરબા વ મન યકતરિફ હસનતન નઝીદ લહુ ફીહા હુસનન, ઇન્નલ્લાહા ગફુરૂન શકુર.**

**ભાવાર્થ:**—આ તેજ છે કે જેની ખુશ ખબર ખુદા પોતાના બંદાઓને આપે છે કે, જેઓએ ઇમાન આણ્યું છે, અને સારાં કામ કર્યાં છે; કહે કે **હું તમારી પાસે સદેશો પહોંચાડવા માટે મ્હારાં સગાં વ્હાલાંઓ પ્રત્યે તમારા પ્રેમ સિવાય બીજો કંઇ બદલો માંગતો નથી,** અને જે કોઇ સારૂં કામ કમાય છે, તેને માટે અમે તે કામમાં સારો બદલો વધારીશુ. ખરેખર ખુદા મફી આપનાર અને આભારીઓને બદલો આપનાર છે (સુરતુ શુરા—૩૩).

ભાઇ ઇસ્લામનો દાવો કરનાર! ખુદાનો સંદેશો પહોંચાડવા માટે હઝરત રસુલે કરીમ (સ. અ. વ.)ને અલ્લાહ તઆલા કહે છે કે લોકોને કહે કે "હું તમોને રાહે રાસ્ત દેખાડવા માટે મ્હારી આલ માટે પ્રેમ રાખવા સિવાય બીજો કોઇ બદલો માંગતો નથી." ભલા તમો આલે રસુલ [illegible] અવલાદે અલીના પ્રેમથી અમોને વિમૂખ કરવા નથી માગતા? પ્રેમથી [illegible] ચીજ અમો અર્પણ કરીએ, તો તેથી રોકવામાં તમારો હેતુ શો છે, તે [illegible] પરથી સાફ જણાઇ આવે છે. વળી તેમનો તો ખુદા તરફથી નિર્ણિત [illegible] છે. તે તમોને ખાઇ જવો છે વધુ લંબાણ ન કરતાં હું તમારા જેવા માયના [illegible] માટે એક ક્ષુલ્લક પ્રેમની કસોટી કરવા તમોને સુચના કરૂં છું, જેનો અમલ [illegible] આંખો ખુલ્લી જઇ જાણી શકશો કે કેટલી વીસે સો થાય! તમારી [illegible] ત્તાં સર અવસરે દર દાગીના કે કપડા લત્તા કે ભેટ સોગાદ [illegible] સોને ન આપવાનો અખ્તરો તો જરા અજમાવી જૂઓ! [illegible] મની થઇ રહેશે ખરી કસોટી અને તમો એવો બોધ [illegible] કર્યા છો, તેવા બોધ કરેથી એ ભેટ તેઓ ન સ્વિકારે,

તો હું પણ જાણું ખરો કે, તમારા જેવા અક્કલના ખાંઓનો આ ભૂમી ઉપર હજુ ટોટો નથી.

(૫) તમારી ઇચ્છાથી સાબીત થાય છે કે, અમારી કાઉન્સીલો બંધ કરી અમોને પરાગંદા કરવા અને જોડાણીઓની દયા ઉપર પાછા લાવી નાખવાની એક શેતાની બાજી છે, કારણ કે જે જમાતનો મહાન લીડર હોય, સર્વજ્ઞ હોય, તેને છોડી અમો અલ્પબુધ્ધીવાળાઓની ચુંટણીથી થએલા અમારા લીડરો પસંદજ કેમ કરીએ? જો કે તમો સત્તાની રૂએ કહેવા નિકળ્યા છો કે, અમારો વહીવટ કરવાનો તમોને કંઇ અધિકાર નથી.

જેમ કે અબુ જહેલે હઝરત મહમદ (સ. અ. વ.)ને કહ્યું કે તમને અમોને બોધ આપવાનો અધિકાર નથી. તમો આજ્ઞાધીન સેવક બનવાને એક તરફ કબુલ થયા છો, ત્યારે બીજી તરફ આજ્ઞા કરવાને પ્રેરાયા છો. એતો એમ બને છે કે રઇયત સરકારને પ્રજાપતી ગણી બીજી તરફ તેને એક પ્રજાનો સેવક માનવા નિકળવાની પએરવી ગણી શકાય. તમારા આવા મકરબાજ વચનોથી શું તમો એમ માનો છો કે, અમારા આકા! અને અમારા ઇમામ તમારી ફરેબી જાલમાં ફસાઇ પોતાનું સવસ્વ અધિકારપણું કે જે ખુદાવંદે કરીમના, હુકમની માફક, અમારા પેગમ્બર, હઝરત મહમદ (સ. અ. વ.) મારફતે "ગદીરે ખુમમાં" કીવા સહીન જાહેર કર્યું, તે વારસાનો હક તા કયામતને છીનવી લેવા તમો શકિતમાન બનશો એવા ઘેલછા ભરેલાં પગલાં માટે અમોને તમારી દયા આવે છે.

બાતિલ સે દબનેવાલે, અય આસમાં નહીં હમ;
સૌ બાર કર ચુકા હય, તુ ઇમ્તીહાં હમારા.

